r private circulation only.

*Not for Sale.*

# સંસાર દર્પણ.



છપાવનાર અને પ્રગટ કરનાર.

લાલજી કેશવજી અને છોટાલાલ કેશવજી,

સેક્રેટરીઓ

**શ્રી હિંન્દુ એમેચુઅર્સ ડ્રામેટીક સોસાયટી**

(ડાયરેક્ટર બોર્ડનાં હોકમથી).

હેo:-બાસ્તીઅન રોડ, કોટ-મુંબઇ.

---

ધી કોર્ટ પ્રીન્ટીંગ પ્રેસમાં માણેકજી જીવનજી તવરીઆએ
નં૦ ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ મુંબઈ મધ્યે છાપ્યું છે.

---

**મુંબઇ.**

---

૧૯૧૭.

૬૯૮૯

# સંસાર દર્પણ.



## પ્રારંભ.
### પ્રાર્થના.

શારદ દેવી આપ સુમતિ
મન મલ્હરી કરી
આજ હમને—
સકલ જગત ત્હારી સ્તુતિ ગાએ રતિ ધારી
કુમતિ હરતી તુજ ભવ જનની
હે બ્રહ્મ સુતા સારી
કરમા વીણા ધારી—
અર્થી જ્ઞાની તું અમાની અજર અમર અકલ અચલ
માનથી નમિયે માનને દમિયે સદ અમે—

બાલ—(સ્તુતી થઇ રહ્યા બાદ સુત્રધારને ઉદેસીને) બાપુ હવે શી આજ્ઞા?

સુત્રધાર—મંત્રશાસ્ત્રો પ્રમાણે આ રંગભૂમીને વીંગો પાંખોનું પડ બાંધી તેના મધ્ય ભાગમાં રહેલી આ રંગભૂમિમાં પૃથ્વીની ભાવનાનો આરોપ કરી નવિ સૃષ્ટિ ઉત્પન્ન કરો, નવિન જીવન ધારણ કરો અને દુનિયાના દર્પણરૂપ બની તેમાં તેઓનાં આછા ઘેરા ચિત્રો ચીતરી બતાવો.

બાલ—(ખંચકાતે ખંચકાતે) જોકે ન્હાને મોઢે મ્હોટી વાત ન શોભે પણ બાપુ ક્ષમા કરો તો—

સુત્રધાર—અચકાય છે શા માટે? જે કહેવું હોય તે ખુશીથી કહે.

બાલ—કહેવાનું તો એટલુંજ કે આ નાટકનો ધંધો જેને સર્વ જગત હલકો ગણે છે. તેજ ધંધો આપ જેવા વિદ્વાન કરે અને હમારા જેવા વિદ્યાર્થીઓ પાસે કરાવે એ તો મને અજાયબીજ લાગે છે.

સુત્રધાર—(હસીને પછી) નાટકનો ધંધો હલકો? વારૂ તે હલકો ગણવાનું કારણ શું? કહે જોઉં?

બાલ—તે ધંધોજ એવો! બીજુ શું!

સુત્રધાર—(સમજાવીને) નહીં ભાઈ નહીં ત્યાંજ ત્હારી ભૂલ થાય છે. જો તે ધંધોજ હલકો હોત તો આજે મહ કવિ કાલીદાસને કોઇ સંભાળત પણ નહિ. શેકસપિયરને યાદ કરત નહિ. ભરતરૂપિ જેવા મહર્ષિ તેને ઉત્પન્ન કરી તેનાં નિયમો પણ બાંધતજ નહીં. એ ધંધો હલકો નથી.

બાલ—ત્યારે ? ? ?

સૂત્રધાર—સત્ય વાત આ પીછાણી

મ્હારા ભાઇ મૂળ તત્વ લે જાણીરેજી,

નદી કીનારે કોઇ જન બેઠો તૃષા નહીંજ સમાણી—

કાં તો આળસુ અંગજ એનું કાં તો સરિતા સુકાણી—મ્હાર ભાઈ.

સદગુરૂ સેવ્યે શિષ્ય ન સુધર્યો મળી ન વિમળ વાણી

કાંતો ગુરૂજી જ્ઞાન વીનાનાં કાં તો પાપીડા એ પ્રાણી.

બાલ—આ દહીં દુધ બન્નેમાં પગ રાખવા જેવા જવાબથી હું કાંઇ ન સમજ્યો.

સૂત્રધાર—વસ્ત્ર છે ખરીધું કહો વસ્ત્રનો શો વાંક,

કોઇ સબને ઓઢાડે કોઇ પ્રભૂના કરે શૃંગાર,

માલણની પાસ ફૂલ ધતુરાનું લીધું

કોઈ ભાંગ સાથે ઘૂંટે કોઇ સીવ સીરે ધારનાર.

શસ્ત્ર હાથ ધરી કરે રક્ષણ પ્રજાનું રાજા

તેજ શસ્ત્ર થકી લૂંટે લૂંટારા સહૂ સંસાર,

વસ્તુનો શું વાક જેને જીભ નથી બોલવાને

સારી ભૂંડી થાય જેવા હોય તેનો ધારનાર.

બાલ—એટલે આપનું કહેવું એજ જણાય છે કે જે દોષ છે તે કરનારનોજ છે.

સૂત્રધાર—બેસક માત્ર સ્વાર્થ ઉપર નજર રાખી જો કોઇ પણ ધંધો કરવામાં આવે તો તે ધંધો તેના ખરા સ્વરૂપમાંથી બદલાઇ જાય એમાં નવાઇ શું ? અંતરની સાધુતા વીના માત્ર પેટ ભરવા અને જગતને ઠગવા બનેલા સાધુઓ હલકા ગણાય છે એ તે કયાં દીઠું નથી ? પરતું તેથી શું તું એમ કહી શકીશ કે એ સાધુતાજ ખોટી છે.

બાલ—એમ કેમ કહેવાય. હુ તો આજ કાલ થતા નાટકો અને તેને માટે ગામમાં બોલાતા અક્ષરોજ બોલ્યો.

સૂત્રધાર—હું માનું છું કે તેમાં ત્હારી ભૂલ નથી. હમે પોતેજ હમારી એવી હાલત બનાવી મુકી છે અને હજુ બનાવતા જઇએ છઇએ વળી જાણે માણસને મોઢે કાળાશ લગાડયાથી ન ધરાયા હોઇયે તેમ હવે તો હમે ઇશ્વરનાં ઇશ્વરત્વને પણ મનુષ્યત્વમાં બદલી તેને માણસોની સ્હામે નચાવવામાં હદ મૂકતા જઇએ છઇએ તો પછી માણસો હમારે માટે એવું બોલે તેમાં અજાયબી પણ શું ? અરે અરે. એક સાધારણ મનુષ્ય માફક પ્રભૂ પાસે પ્રેમનાં ટાયલાં કરાવી જાણે ચૌદ ભુવનનાં નાથને બીજું કામજ ન હોય તે[illegible] "પાંણી પાવા તો કે ભગવાનને બોલાવો" "માથુ [illegible]ળાવો[illegible] તો કે ભગવાનને બોલાવો." ભગતને થાક લાગ્યો છે "માટે ભગતના પગ દબાવવા તો કે ભગવાનને બોલાવો" આવી રીતે હેલકરી માફક હેલપાટા કરાવી ઇશ્વરનાં ઇશ્વરત્વનો નાશ કરવા માટેનું ફળ હમને જે મળે તે ઓછુંજ

છે. નહીં તો નીતિની નિશાળ ગણાતો નાટક અને તેની કોઈ નીંદા કરે ? ?...બનેજ નહીં.

બાલ—બાપુ આપને પ્રશ્ન કરીને આપનો તથા પ્રેક્ષક વર્ગનો અમૂલ્ય વખત અમથોજ ગુમાવ્યો તો હવે આજ્ઞા કરો કે આપનો આજનો ઉદ્દેશ શો છે ?

સૂત્રધાર—સાંભળ:—

આવે નવયુગ આવે...
ગજાવે નવિન નવિન ભાવ
યુવક હ્રદયે ભાવે ..
નવિન નવિન ભાવ પુષ્પ.
ગુંથી એક સૂત્રતારે
બંદી કવિ
કાવ્ય કથા નાટ્યથી વધાવે.

---

## અંક પહેલો—પ્રવેશ પહેલો.



### સ્થળ—લેડીઝ કલબનો વેટીંગ રૂમ.

[ એક તરફ ખુલ્લું હારમોનીયમ પડયું છે. ટેબલ ખુરસીઓ કોચ વિગેરે સામાનથી ઓરડો શણગારેલો છે. ભીંતમાં ટેલીફોન પણ જણાય છે. પ્રવેશ શરૂ થતાં લાલાં અને દેવી પાર્ટીશનનું ચાંપવાળું કલોજર ખોલી દાખલ થાય છે. લાલાં પોતાની પાકીટ અને છત્રી દેવીને આપે છે જે દેવી યોગ્ય જગ્યાએ મુકે છે. ]

લાલાં—દેવી.

દેવી—બહેન.

લાલાં—લાઇબ્રેરી રૂમમાં જો. જોઇએ કોઈ નવું માસિક આવ્યું છે.

દેવી—ઘણુંકરી દંપતિ મિત્ર આવેલું હોવું જોઇએ.

(દેવી જાય છે ટેલીફોનનો બેલ થાય છે).

લાલાં—એલવ-એલવ-હં. આપનું નામ શું ? કોણ કૃષ્ણલાલ કે ? જી મ્હારૂં નામ લાલાં-ખુશીથી પધારો હું અહીંજ છું-વારૂ. સાહેબજી.-ડોન્ટ મેન્શન ઇટ.

[દેવી માસિક લઈ પ્રવેશ કરે છે, લાલાં. તેમાંથી કવિતા કાઢી હારમોનિયમ ઉપર બેસે છે, અને વગાડી ગાય છે].

લાલાં— રાગ-સારંગ તાલ ખેમટો.

સંસાર જો સુધારવાને ચાહો, પ્રથમ નારીને સુધારો,
ધર્મ જો ઉદ્ધારવાને ચાહો, પ્રથમ નારીને ઉદ્ધારો.
નબળું અરધું અંગ ત્યાં ઉન્નતિની શી આશ,
બે પાંખો વીણ પંખીડું ઉડે કેમ આકાશ.
દેશને જો તારવાને ચાહો. પ્રથમ નારીનેજ તારો.

(ગાયન પુરૂં થતાં કૃષ્ણાલાલ આવે છે. સાર્જન સેલ્યુટ કરી ખુરશી ઉપાડી તેની પાસે જાય છે).

કૃષ્ણાલાલ—[સેકહેંડ કરી ખુરશી ઉપર બેસતે બેસતે] એ ગુડ ડે મીસ લાલાં.

લાલાં—થેંકયું.

કૃષ્ણાલાલ—હમણાં તો તમારી પરિક્ષા આવવાની છે અને તેથી હું ધારૂં છું કે તમે બીઝી હશો.

લાલાં—જી. હા. પરતું સખત મહેનત પછી શરિરને હમેશાં જરા વિશ્રાતિ આપવાની જરૂર હોય છે તેથીજ સ્કુલ ટાઈમ પછી હું મ્હારો કેટલોક સમય અહીંજ ગાળુ છું. રમત અથવા તો સંગીત એ શરીરશ્રમ ટાળવા માટે ઉત્તમ સાધન છે. (દેવી એ કપ ચાહ લાવી મુકે છે અને પોતે દુર જઈ ઉભે છે).

કૃષ્ણાલાલ—ત્યારે તો મારે તમારી પાસે માફી માગવી જોઈએ, કેમકે હું તમારા તે આનંદમાં વિઘ્નકરતા થઈ પડયો.

લાલાં—જી, જરા પણ નહીં. મોકળા મનની વાતો એ પણ એક જાતનો આનંદજ છેને. ટેક યોર ચેર હીયર પ્લીઝ.

[ટેબલ પાસે ખુરસી લેય છે કે જ્યાં ચાહના કપ પડયા છે].

કૃષ્ણાલાલ—(ખુરશી ઉપર બેસતે બેસતે) લાલાં લાલાં તહમારાં સદ્ગુણો મ્હને વધારે ને વધારેજ બાંધતા જાય છે.

[હવે પછીની વાતો ચાહ પીતે થાય છે].

લાલાં—મી૦ કૃષ્ણાલાલ.

કૃષ્ણાલાલ—લાલાં.

લાલાં—આપણે હજું વિદ્યાર્થી અવસ્થામાં છીએ.

કૃષ્ણાલાલ—હા. પરતું હવે એકડિયામાં નહીં. ભવિષ્ય આપણી સ્હામે ડોકિયાં કરતું આપણને આપણો માર્ગ સુચવવા અને સ્થીર કરવાની સલાહ આપે છે.

લાલાં—હું ન સમજી.

કૃષ્ણાલાલ—પ્રભુએ આપણા ઉપર નાંખેલી જવાબદારી આપણે હવે જલદીજ ઉપાડી લેવી પડશે અને તે વખતે તે જવાબદારીમાં ભાગ લેનાર ભાગીદાર હૃદયની ઈચ્છાઓ આકાંક્ષાઓને ફલીભુત કરવામાં મદદ કરનાર સલાહકાર શોધી રાખવાની હવે આપણે જરૂર છે.

લાલાં—આપનું કહેવું હું કંઈક સમજી પરંતુ આપ જાણો છો કે હું સ્વતંત્ર નથી. હું એક પિતાની પુત્રી છું અને જેણે મ્હારૂં આટલા સ્નેહથી લાલન પાલન કરી વિદ્યા ભણાવી મોટી કરી છે, મ્હારા સુખ દુ:ખને માટે જણે પોતાનો જીવ પટકી નાખ્યો છે તેઓનાથી સ્વતંત્ર રીતે હું કંઈ કરી શકું નહીં.

કૃષ્ણલાલ—હું આપના પિતા પાસેજ આપની માગણી કરીશ પરંતુ મીસ લાલાં તમે જાણો છો કે મ્હારા લગ્ન કંઈ તમારા પિતા જોડે થવાનાં નથી. એટલે તમારી ઇચ્છા જાણ્યા વીનાં ત્હમારા પિતાની કબુલાત એ પણ ઇન્કાર કરતાં વધારે ઉત્તમ ન ગણાય એમ મારૂં ધારવું છે. લાલાં...લાલાં એક વખત માહારૂં ભવિષ્ય ત્હમારે મોઢે જાણવા દ્યો અને પછી હું ત્હમારાં પિતાની સમ્મતિ મેળવી લઈશ. યાદ રાખજો મીસ લાલાં કે મેં મ્હારા હૃદયમાં ચીતરી રાખેલાં મ્હારા ભવિષ્યનાં દરેક ચિત્રોનો માત્ર ત્હમારા 'હા' અથવા 'ના' એ એકજ શબ્દ ઉપર આધાર છે. તો મ્હને નીરાશ ન કરતાં.

લાલાં—આપ મ્હારા પિતાજીને પુછો.

કૃષ્ણલાલ—(અધીરાઈથી) અને પછી.

લાલાં—(શરમાતે શરમાતે) હું ત્હમારીજ છું.

[બહારથી ઝાઝાં માણસોનો ઘોંઘાટ સંભળાય છે તેઓ—"પકડો પકડો ગાડી પકડો" એમ બુમ મારતાં જણાય છે.]

લાલાં—[ઘોંઘાટ સાંભળી બારી પાસે ઉભેલી દેવીને બોલાવે છે] દેવી.

દેવી—બહેન.

લાલાં—આ શાની ગડબડ છે?

દેવી—ગાડીની ઝપટ લાગવાથી કોઈ પડી ગયું લાગે છે અને તેથી માણસોનું ટોળું ભેગું થઈ બરાડા પાડે છે. બીચારો બેભાન થઈ ગએલો જણાય છે.

લાલાં—આપણાં હિન્દીઓ પણ કેવા છે કે સારવારનું તો નામજ નહિ માત્ર ઘોંઘાટ મચાવવામાંજ શુરા. (દેવી તરફ ફરી.) દેવી જા. જોઇએ જો તેઓને શુદ્ધિ વળી ન હોય તો માણસોની મદદથી ઉપાડી લાવ અને પંખો તથા પાણીનો પ્યાલો વિગેરે લઈ આવ.

દેવી—જેવો હુકમ.

[દેવી જાય છે. કેટલાક માણસોની મદદથી બેભાન થએલા આણંદજી શેઠને લાવી ઈજીચેર ઉપર શુવરાવે છે. દેવી ટેબલ ઉપર પાણીનો પ્યાલો પંખો વિગેરે લાવી મુકે છે. લાલાં તેની સારવાર કરે છે. કૃષ્ણલાલ તેમાં મદદ કરે છે.]

ગોર—બેટી બાપ આને તે મુંબાપુરી કહેવી કે મરણપુરી. બસ હાથમાં જીવ લઇનેજ ચાલવાનું. આમ જુઓ તો કે ટ્રામ આવી, આમ મોઢું ફેરવો તો કે મોટર આવી, ડાબા ખસો તો કે વિકટોરિયાએ સપડાવ્યા, જમણા જાવ તો કે ખટારે ઝપટાવ્યા, ત્યારે હવે ચાલવું કેમ. ભગવાનિયાએ પાંખ પણ નથી, આપી નહીં તો હવે તો એજ રસ્તો છે કે આકાશમાં ચાલવું.........

(ગાયન.)

ગોર — આવો આવો કોઈ જમીનમાંથી ભોંયરાં ખોદાવો
કે બંધાવો ફુટપાથ કોઈ આકાશે બંધાવો,
યા બોલાવો એડીસનને ને શોધ નવી ચલાવો
યા બચાવો ગાડીમાં મરતાં માણસને બચાવો.

(કોરસ).

,, જોયું સ્હામે ત્યાં ટમ ટમ ધમ ધમ ધસતી ટ્રામ આવી
પીઠેથી મોટરનાં ભેં ભેં ભૂંકણે દીધો ગભરાવી
જમણો જાતાં સાયકલવાલે ઘણણ...ઘંટી બજાવી
ડાબો વળતાં પોઇસ પાઇસ પોઇસ બુમ આવી.

ગોર —(લાલાંને) કેમ શેઠ શુદ્ધિમાં આવ્યા ?

લાલાં—જી હાં. શેઠનું નામ શું?

ગોર—આણંદજીભાઈ.

આણંદજી—(લાલાંને) ત્હમારૂં નામ શું?

લાલાં—લાલાં.

આણંદજી—ન્યાતે કેવા છો?

લાલાં—વાણીઆ. મ્હારા પિતાનું નામ ખીમજીભાઈ.

ગોર—ખીમજીભાઈ !! અરે એ તો મ્હારા જજમાંન. ત્યારે તમે કોણ લાલબાઈ કે ?

આણંદજી—ખીમજીભાઈ ! અરે એ તો મ્હારા નાતીલા છે. ત્યારે ત્હમારા ભાઈનું નામ ખુશાલ કે ?

લાલાં—જી.

[ ટેબ્લો. ]

[ ધીમે ધીમે પડદો પડે છે. ]

---

## અંક પહેલો—પ્રવેશ બીજો.

-૦:૦:૦-

### સ્થળ—આણંદજી શેઠના ઘરનો ભાગ.

[ આણંદજી તેની પાછળ ગોર અને તેની પાછળ આણંદજીનો નોકર પુંજો એવી રીતે દાખલ થાય છે. ]

આણંદજી—એ ગાડીવાળા, મોટરવાળા, ટ્રામવાળા, બસ દરેકને ગોળીજ મારવી જોઇયે.

પુંજો—હાં, હાં, હાં, હાં, શેઠ થોડીવાર સબુર કરો.

આણંદજી—કેમ?

પુંજો—ઉભા રહો, તમારી આસપાસ બખ્તર વીંટી લઉં, અથવા તો ત્હમારૂં વીલ કરવા કોઇ વકીલને બોલાવી લાઉં ત્યાં સુધી એ ગાડીવાળા ને મોટરવાળાઓને ગોળી મારવાનું મુલતવી રાખો નહિ તો અરેરે હું તો શેઠ વીનાનો થઇ જઇશ ને બાપલા.

આણુંદજી—( પુંજાને માથે ધપ્પો મારી ) રહેવા દે. રહેવા દે હવે ઝાઝો ડાહ્યલો ન થા. જા, જા, ખુરસી લઇ આવ જા.

પુંજો—જેવો હુકમ [ ખુરસી લઇ આવતે લઇ આવતે] (સ્વગત) કડકડતી પોતાના ઉપર આવી કે કેવા ચુપ થઇ ગયા, અને ગોળીનું નામ પણ ભુલી ગયા. ખરેખર માણસો જ્યારે પોતાના ઉપર કંઇ બને છે, ત્યારેજ બીજાનું દુઃખ જાણે છે. તે વિના જાણતા નથી. સુખીયા પાસે દુઃખીયા પોતાનું ગમે તેટલું દુઃખ રડે પણ તે પોતાના ઉપર પડયા વીના માનતા નથી.

આણુંદજી—મીથ્યા, મીથ્યા, ગોર મહારાજ જગત માત્ર મીથ્યા. ભાસ ભાસ જે દેખાય છે તે વસ્તુત સત્ય નહીં પણ ભાસ જે દેખાય છે પણ નિશ્ચિત નથી, નિશ્ચિત માનવા છતાં પણ જેને માટે ભરોસાપુર્વક બોલાતું નથી, એવું આ જગત—જગતની લીલા, જગતનું સ્વરૂપ બીજું કાંઇ નહીં પણ બાજીગરની બાજી—મૃગજલ પ્રપંચ—મોહિની—નાટકવાળાનો થોડા સમયનો વેશ.

પુંજો—(સ્વગત) શેઠને કંઇ આજે સ્મશાન વેરાગ આવેલો જણાય છે. જરૂર ભકત બની એઠલો બગલો કાંઇ નવી જાલ ગુંથતો દેખાય છે.

આણુંદજી—બસ પ્રપંચ પ્રપંચ. આ સત્તા, આ સાહેબી, આ મોટાઇ, આ શેઠાઇ એ બધું સત્ય નહીં પણ પ્રપંચ.

ગોર—પણ છે શું ? તે તો કહો ?

આણુંદજી—(નિઃશ્વાસ મુકી) અફસોસ અફસોસ મ્હારી એકની એક બાયડી.

પુંજો—સબુર-સબુર તો મહને પણ મ્હારા મરહુમ શેઠાણી તરફથી કહી લેવા દો કે ઉફ મ્હારો એકનો એક ભાઇડો.

ગોર—અલ્યાએ ગધેડા એકનો એક ભાઇડો ન હોય તો શું. શેઠાણી સતી દ્રોપદી હતાં ?

પુંજો—તો મ્હારા સીઝર સીગારેટના ચાંદવાળા મેરેજ કંપની લાંબી ઢેડના કાતરિયા મેનેજર સાહેબ શું મ્હારા શેઠ કાનુડાના કુળદીપક નવાબના નબીરા કે રાજા માણસ છે કે એકની એક બાઇડીને બદલે રાસ રમવાને હજારો યા જનાનખાનાના ખુણામાં પુરી રાખવા સેંકડો બઇરીઓ હોય.

આણુંદજી—અલ્યા એ મુગો મરે છે કે નહીં.

પુંજો—(મોઢા આડા હાથ દઇ) લ્યો આ મુંગો થઇ ગયો સાહેબ.

આણુંદજી—અફસોસ સદ હજાર અફસોસ કે તેં મ્હને એકલો અટુલો રવડતો રખડતો મુકી ચાલી ગઇ.

પુંજો—હું પણ એજ અફસોસ કરૂં છું સાહેબ, કે તમને સથવારો કરવા સાથે ન લેતી ગઇ.

આણુંદજી—કેમ મુંગો નથી મરતો ?

ગોર—નોકર મોઢે ચડાવેલો જણાય છે.

આણંદજી—અફસોસ હવે હું તેને કયાં જોઉં.

પુંજો—યાદ ન હોય તો રસ્તો હું બતાવું-મરીનલાઇન્સની સાંમે.

આણંદજી—યાદ રાખ જો હવે વચમાં બોલ્યો તો મ્હને રસ્તો બતાવ્યા પહેલાંજ હું તનેજ ત્યાંનો રસ્તો બતાવી દઇશ.

પુંજો—નહીં બોલું સાહેબ હું મુંગોજ રહીશ.

આણંદજી—જુઓને ગોર મહારાજ તે જીવતી હતી ત્યારે મ્હારે અને તેને બહુ સારો બનાવ હતો. એમતો નથી.

પુંજો—(ગોરને) શેઠ જીંદગીમાં સાચું બોલ્યા હોય તો તે આજેજ.

આણંદજી—પાડોશીઓ કહે છે કે અમોને સુડી, સોપારી અને છરી ચીભડા જેવુંજ બનતું હતું. ખોટું શા માટે બોલવું ગોર મહારાજ.

પુંજો—(ગોરને) રાજા હરીશ્ચંદ્ર મરી ગયો ત્યારે સાચું બોલવાનો વારસો આ મ્હારા શેઠને આપી ગયો છે.

આણંદજી—મુંગો મર (ગોરને) જુઓને ગોર ખરૂં પણ એજ છે કે જ્યારે તે જીવતી હતી ત્યારે તો હમેશા હમારા ઘરમાં ટર્ક બાલ્કન યુધ્ધ ચાલતું. તેની જબાનની તલવાર ચારે તરફ વાઢ ચલાવતી તેનાં છાજીયાંના તોપના ધડાકાથી રણભુમિ ગજાવતી. મારાં લશકરમાં હાહાકાર મચાવતી અને તેની ધાંધલ ધરપચની લશકરી કુચ પાસે મ્હારી આ (શરીર બતાવી) હાડપિંજરિયા લશકરી ટુકડી પીઠ બતાવતી.

પુંજો—જો યુદ્ધ જામ્યું તો ( આણંદજીની ટાલ બતાવી ) આ ઝાડી પીખી મેદાન સાફ બનાવતી અને પોતાનો વિજય ઝુંડો ચઢાવતી. કહો મહારાજ આવો ઉત્તમ સેનાપતિ ગુમાવવાથી કોને દુઃખ ન થાય ?

ગોર—થાય ભાઇ થાય.

આણંદજી—ખરૂં છે કે તે મને ધમધમાવતી હંફાવતી.

પુંજો—રાતડે પાણીએ રડાવતી, ચોફાળ ઓઢાડી પોક મુકાવતી.

આણંદજી—હવે જા નહીં તો મુવોજ સમજ (પુંજો "મુવો શેઠ" એમ બુમ મારતો ભાગે છે.)

આણંદજી—તે સતાવતી શેક જમાવતી પણ માણસોના ગુણ તેના મરણ પછી યાદ આવે છે કે તે પોતાના તેજસ્વી મુખથી મારા અંધારા ઘરને પ્રકાશિત બનાવતી.

ગોર—હા ભાઇ હા.

આણંદજી—જો તે આજે જીવતી હોત તો આજે પણ હમારા ગડદા પાટું તો ચાલુજ હોત પણ અફસોસ તે ગઇ.

ગોર—તેમાં ઉપાય શો.

આણંદજી—સદાને માટે ગઇ છે અને મારા ઘરને અંધારૂંઘોર બનાવી ગઇ છે.

ગોર—તે પાછું અજવાળું બનાવો. એક ચીમની ફુટી ગઇ છે તો બીજી વસાવો.

આણંદજી—એ શું કહો છો ગોર માહારાજ આ ઉમ્મરે તે હવે કંઇ શોભે.

ગોર—ઉમ્મર અરે તમારી તે ઉમ્મર પણ શું થઇ છે. તમારા બાંધા ઉપરથી તો તમે જાણે ૪૦-૪૫ વરસના જણાઓ છો.

આણંદજી—હેં શું તમે સાચું કહો છે?

ગોર—તમારા સમ (સ્વગત) તું મરે તેમાં મારે શું નહીં સ્નાન કે નહિં સુતક.

આણંદજી—ત્રણ તમે કહો છો તે તો સાચું પણ.

ગોર—એમાં વળી પણ બણ શું બલ્યું છે (સ્વગત) ઘરડા ઠુસ મનમાં ભાવે છે ને મોઢું હલાવે છે.

(પ્રકટ)—જુઓને પેલા આપણાં શેઠ લાલદાસ ખુજક્કડ પોતાની ૮૫ વરસની ઉમ્મરે પરણ્યા હતા અને તેને એકને બદલે બે છોકરા થયા હતા.

આણંદજી—હા, હા, એક તો એના મરી ગયા પછી દશ મહીને આવ્યો હતો.

ગોર—વળી ડાહ્યાભાઇ ડેઢ ચતુર ૯૦ વરસે પરણ્યા હતા.

આણંદજી—ત્યારે તમારી સલાહ.

ગોર—હવે સલાહ ને ફલાહ કહો તો કરૂં ક્યાંક વાત.

આણંદજી—જુઓને ગોર તમો કહો છો તો ઠીક પણ એ શું કામનું કે કન્યા ઉમ્મરમાં આવે ત્યાં આપણે ઘરડા થઇએ.

ગોર—એમ હોય એવી કન્યા શોધી કાઢું કે લગનવિવાહ બધું સાથે પરણી કે આવી ઘર વસાવે.

આણંદજી—હા. હા. તો તો ઠીક. વારૂ ગોર તમે કહેતા હતાને કે પેલી લાલબાઇ કુંવારી છે.

ગોર—ઓહો તમે પણ બહુજ ધ્યાન રાખ્યું છે (સ્વગત) કાગડે હંસણી પર ધ્યાન રાખ્યું છે પણ તેમાં આપણે શું વર મરો કે કન્યા મરો પણ ગોરજીનું તરભાણું ભરો. (પ્રગટ) હા. હા. છે તો કુંવારી પણ ખીમજી ખાધીયો જરા લોભી વધારે છે આ એની છોકરીને ભણાવી છે એનું કારણ પણ જેમ બને તેમ વધારે પૈસા કઢાવવા એજ છે.

આણંદજી—તો શું થયું એ પાંચ વધારે, પણ કન્યા તો સારી.

ગોર—એમાં કંઇ કહેવાનું છે ભણેલી ગણેલી; મોટા બાલીસટરના કાન કાપે એવી.

આણંદજી—પુંજીયા આ ખુરસી અંદર લઇ લેતો [ આણંદજી અને ગોર વાત કરતાં જાય છે. પુંજો ખુરસી લઇ લે છે].

પુંજો—આ મ્હારા શેઠની પણ હવે મરતે દાડે મત મારી ગઈ છે. નહીં તો પોતાના દીકરાની પણ દીકરી જેવડી ગરીબ કન્યાનો ભવ બગાડવા તૈયાર ન થાય પ્રભુ પ્રભુ બાપના બાપ જેવડો આ આખરીયો અને કયાં દીકરીની દીકરી જેવડી તે લાલાં

**ગાયન.**

અહીં વહૂજીનો જન્મ થયો ત્યાં વરરાજા દાદા થઇ બેઠા,
અહીં વહૂ હુલુલુલુ હાલ થતા, ત્યાં વરરાજા સાઠીમાં પેઠા.
વહૂને દુધિયો દાંત ઉગે ત્યાં વરના દાંત પડયા સહૂ હેઠા
વરનું અન્ન છુટતું ચાલ્યું જ્યાં વહૂનાં દાંત થયા નથી એઠા.

ગાડી લઇ પગભરે વહુજી મકાનમાં
લાકડી લઇને વર નીકળ્યાં ત્યાં ગામમાં.
સમજતા શીખી વહુ આવી જરી સાનમાં
ધાક પડી અહીં વરરાજા તણા કાનમા.
રહ્યા નહીં માનમાં, પરણવાને જાનમાં.
પડયા છે મેદાનમાં, ત્યા ગીત થશે કાણુમાં.
ને વહુજી મકાનમાં, કે વરજી મસાણુમાં.
ચિતાની પોલાણુમાં, ને પેલી જહાનમાં.
રામ બોલો ભાઇ રામ.

---

## અંક પહેલો—પ્રવેશ ત્રીજો.



### સ્થળ-ખીમજીના ઘરનો પુજાનો ઓરડો.

[ખીમજીએ છાપા તીલક કર્યાં છે સામે ઠાકોરજી છે. ગળામાં માળા ઘાલી છે અને હાથમાં કાગળોયા છે એવી રીતે પાઠ કરવા બેઠેલો દેખાય છે.]

ખીમજી—કેશવાયનમ: માધવાયનમ: ગોપિજન વલ્લભાયનમ: (સામે નજર પડતાં ગોરને આવતો જોઇ) ઓહો !! કોણ ગોર મહારાજ કે !!! પધારો પધારો બાપજી આજે કંઇ આપના પગલાં હમારે ત્યાં !!! પધારો શ્રી કૃષ્ણ સરણમમ:

ગોર—કંઇ નહીં એ તો સ્હેજ મે કહ્યું ચાલો આજે જરા ખીમજી ભાઇનાં ઘર તરફજ લટાર મારીએ.

ખીમજી—(સ્વગત) મ્હારો બેટો કાછડીઓ જાણે હું તો સાવ ફીકલો. (પ્રકટ) આપની તો હમારા ઉપર કૃપાજ છે ને આ તમારા જેવા બ્રાહ્મણના પગને પરતાપેતો હમે ઉજળા છઈએ શ્રી કૃષ્ણ શરણ મમ: શ્રી કૃષ્ણ સરણ મમં.

ગોર—જુઓને ખીમજી કાકા આ આણુદજી શેઠના ઘર તરફ ગયો હતો...બીચારા આણુદજી શેઠ ઉપર પણ ભારી બની હો આ ત્રીજી વખત ગરભંગ થયા હવે તો ચોથી ચોક પુરાવે ત્યારે ખરૂં.

ખીમજી—લક્ષ્મી વલ્લભાયનમં (૨) (સ્વગત) દીકરો મ્હારો આવ્યો તો ખરો પોતાના સ્વાર્થની વાત ઉપર (પ્રકટ) હા બીચારા ઉપર બની તો ભારી શ્રી કૃષ્ણ શરણ મમ:

ગોર—એતો કાકા જેના પણ નશીબ હશે તેને એવું ઘર મલશે કારણ કે ઘર ખાનદાન.

ખીમજી—એમાં શું કહેવું (સ્વગત) ખાનદાન તો એવું કે શાત પેઢીથી દીવાળાં ફુકતું આવેલું.

ગોર—આબરૂવાન.

ખીમજી—જી હા (સ્વગત) આબરૂ તો રસ્તામાં ઘસડાય છે હા આબરૂનો કાકો તીજોરીમાં દેખાય છે.

ગોર—ઉદાર દયાવાન.

ખીમજી—કાં નહીં (સ્વગત) જાણે દાાા કરણનો દીકરો એરણની ચોરીને સોઈનું દાન કરનારો.

ગોર--(સ્વગત) મહારો દીકરો બાંધીયો કેવો જબરો છે. કે મારે મોઢેજ બોલાવવા માગે છે હસે (પ્રકટ) ભલા કાકા આપણી લાલબાઇની ઉમ્મર કેટલી થઇ હશે.

ખીમજી—કોની આપણી લાલબાઇની-(સ્વગત) બેટમજી ઠેકાણે આવ્યા ખરા (પ્રકટ) લાલબાઇની તે ઉમ્મર શું આ બે મહિના થયે. ચૌદમું વરસ બેઠું હજુ તો બાળક છે.

ગોર—અરે કાકા તમે સતજુગનું માણુસ થઇને આ શું બોલો છો. ચૌદ વરસની એ તે કંઇ નાની કહેવાય જુઓને "આઠ વરસે-ભવેગોરી" આ કન્યાદાનનાં યજ્ઞનું ફળ જતુ ચાલ્યું ને [ખીમજીનો છોકરો ખુશાલ પ્રવેસ કરે છે. અને ગોર તથા ખીમજીને જોઈ ખંચકાય છે.]

ખુશાલ—(ખુણાંમાંથી) હેં ?? આ મેરેજ કંપની લાંબી દેડના એજંટ સાહેબ સા માટે પધાર્યાં છે ? છુપાઇ સાંભળવા દે.

ખીમજી—જુઓને મહારાજ લાલબાના નસીબમાં લખાયું હસે તેમ થઇ રહેશે.

ગોર—એમા થઇ શું રહેવાનું હતું. આણંદજી શેઠનું ઘર કયાં નાનુંસુનું છે.

ખીમજી—લક્ષ્મી વલ્લભાય નમં. (૩).

ગોર—એ તો સગાવાહાલાને જાણે એવા પણ છે કહો તો કંઇ રીત રીવાજની વાત કરીયે.

ખીમજી—એ સું બોલ્યા. સું હમારા ઘરનો એ રીવાજ છે જુઓને ગોર મ્હારે તો તુલસીને પાંદડે કન્યા દેવા છે. હા આજે થોડું ગણું રીવાજસર હોય.....

ગોર—હા. હા. ખુશીથી કહોને વહેવારની વાતમાં શું.

ખુશાલ—(સંતાએલી જગ્યાએથી) ઠીક જોડું મલ્યું છે. એક ફાંસીઓ અને બીજો ગળા ફાસુ.

ખીમજી—આપણે તો તુલસીને પાંદડે કન્યા દેવી છે પણ જુઓને ગોર આ છોકરા ઉપર ખરચ કર્યો હોય તો તે મોટો થઇ કમાઇને ખવરાવે.

ગોર—ખરૂંજ છે તો.

ખીમજી—દીકરી તો પારકું ધન એના ઉપર કંઇ આપણો હક ઇલાકો છે એટલે આ ચૌદ વરસમાં એનો બાર મહીને સવાસો રૂપીયા ખાધ ખોરાકી ગણીયે તો પણ ૧૮૦૦ રૂપીયા તો થયા કે નહીં બાકી જુઓને ગોર આપણે તો તુલસીને પાંદડે કન્યા દેવી છે.

ગોર—હા. હા. એમા ના કેમ કહેવાય (સ્વગત) ચૌદ વરસની કન્યા ૧૮૦૦) ૨૦૦૦) માં કંઇ મોંઘી નહીં.

ખીમજી—વળી આ એને મટે કરાવેલા લુગડાં હમારે એટલીજ બીજી છોકરી છે કે પહેરસે એનો પણ બારસોક રૂપીઆ તો ખરચ થયોજ હશે એટલે ૩૦૦૦ તો થયા બાકી જુઓને ગોર આપણે તો તુલસીને પાંદડે કન્યા દેવી છે.

ગોર—(સ્વગત) ખેટમજી વધતા ચાલ્યા પણ ૩૦૦૦) માં કંઇ ખોટા નહીં.

ખીમજી—વળી જુઓને આ ભણાવી ગણાવી છે એનો પણ કંઇ આપણને થોડોજ ફાયદો મળવાનો છે એ તો પરણનારને લાભ. છોકરી તો પારકું ધન પણ એ કંઇ ખરચ વીના એટલુંજ બને છે આ ચોપડી છે આ સીલેટ છે નિશાળની ફી છે આજ દિવશ સુધી ૨૦૦૦ તો ખરચાયાજ હશે એટલે થયા ૫૦૦૦ બાકી જુઓને ગોર આપણે તો તુલશીને પાંદડે કન્યા દેવી છે.

ગોર—(સ્વગત) આનું ટીપણું તો લાંબુ દેખાય છે.

ખુશાલ—(સંતાએલ જગ્યાએથી) આ કસાઇનું તુલસીનું પાંદડું તો વજનદાર દેખાય છે. જયારે ડાકોરજી જેવા ઠાકોરજી સવા વાલ સોનાની વાળીએ તોળાય છે ત્યારે આનાં તુલસીના પાંદડાંનું વજન ૫૦૦૦ તોલા થાય છે હજુ સાંભળીયે તો ખરા કે વજનમાં કંઇ વધારો જણાય છે.

ખીમજી—જુઓને માહારાજ હમારે ગરીબોને વળી નોકર ચાકર શાનાં છતાં લાલબાઇની તબીયત નરમ તેથી તો ચાકરડી રાખવી પડી છે એ પણ ખરચ એનોજ ગણાયને એના પણ ૨૦૦૦ તો ગણશોને તો થયા ૭૦૦૦ બાકી જુઓને ગોર આપણે તો તુલસીને પાંદડે કન્યા દેવી છે.

ખુશાલ—(સંતાંએલી જગ્યાએથી) પાંદડાનું વજન વધ્યું.

ખીમજી—[ગોરને બોલતો અટકાવી] સાંભળો તો ખરા આ વ્રત-નિયમ-સૌભાગ્ય-માટે ગૌવરી પુજન વરની આયુષ્ય માટે સાવીત્રી વ્રત શ્રમાવન એના પણ ૫૦૦ તો ખરચ થયો હસેને બાકી આપણે તો--.

ગોર—(અધવચ અટકાવી) હા હા પણ બધુ કેટલું.
ખીમજી—હવે કંઇ વધારે નથી ૩૦૦૦ ના દાગીના તો નાતનો રીવાજ છે.
ગોર—એમાં કોણ ના પાડે છે.
ખીમજી—અને ૧૫૦૦ ના લુગડાં.
ગોર—એતો વરના ઘરની શોભા છે ને.

ખીમજી—ખરૂં પણ છોકરી નાદાન તેથી કયાંક ખોઇ નાખે એટલે એ પણ રોકડમાંજ ગણી લેવુ શારૂં. તો થયા ૧૨૦૦૦ તેમાં આ માંડવા ખરચ છે, જાનનો ખરચ છે. લગનનો છે એવો બીજો જમણ વાજા એ ઘર પ્રમાણે તો કરવુંજ જોશેને એટલે બીજા એતો ખરા મળી થયા ચૌદ.

ગોર—ચૌદ હજાર.

ખીમજી—કેમ એમા શું શું હમને દીકરીનો દોકડો કામ આવે તેમ છે, એતો એનાજ થએલા ખરચની વાત થાય છે બાકી ખાપણે તો તુલશીને પાંદડે કન્યા દેવી છે. જુઓને ગોર ભુલ્યા ચુકયાના ૧૦૦૦ બીજા એટલે પંદરનો મેળ બરાબર બાકીતો ભુલ ચુક લેવી દેવી છે. આ લગ્ન પ્રશંગ એટલે આપની પુજા પાતરી કર્યાં વીના પણ કંઇ ચાલે તેમ છે. તમારે મારે રાખવા હોય તેટલા વધારે કહેવા બાકી જુઓને ગોર આપણે તો તુલશીને પાંદડે કનયા દેવી છે.

ખુશાલ—હં ..બુઢ્ઢાએ દલાલના પેટને પણ ડહામ દીધો ખરો.

ગોર—હા પણ કાકા એતો બહુ વધારે થયા કહેવાય.

ખીમજી—તો રહ્યું હમારી છોકરી કયાં એવડી મોટી થઇ ગઇ છે આ તો તમને ના ન પડાય એટલે બાકી હજુ તો નાની છે હમારે એના દોકડા પણ કયાં ગણાવવા છે આપણે તો તુલશીને પાંદડે કન્યા દેવી છે.

ગોર—ઠીક છે, ત્યારે વાત કરૂં પણ મ્હારી દક્ષણાં.

ખીમજી—એમાં તે પુછવું હોય ઘી ઢોળાય તો પણ ખીચડીમાંજ છેને.

ગોર—ત્યારે ચોકઠું નક્કી બેઠુંજ સમજો [બને ઉભા થાય છે].

ખુશાલ—(જાહેર થઇ) આ છાપાં આ તિલક આ પુજા આ પાઠ સહુ બગલા ભગત જેવા ઢાઠ મોઢામાં રામ અને આવા કાળાં કામ.

ખીમજી—કેમ શું છે ગુલામ, ગોર તમે કંઇ મનમાં ન લાવતા એતો નાદાન છે. નાદાન (ગોર જાય છે).

ખુશાલ—રહેવા દે, રહેવા દે. ઓ પિતા ગરીબ ગાય જેવી કન્યાને બરડા કસાઇના હાથમાં સોંપવી રહેવા દે. આ ગુલામી વેપાર છોડી દે.

ખીમજી—ગુલામી વેપાર. ગુલામી વેપાર શાનો મુર્ખાં,
પુર્વ કેરાં પુન્યથી કન્યા કદી ઘેર સાંપડી,
તો જાણવું કે એક મુંબઇ એક આખી આપડી.

ખુશાલ—ગમે તેમ થાય પણ હું મ્હારી બ્હેનને કદીએ ઘરડા ઘુવડ સાથે પરણવા દેનાર નથી.

ખીમજી—તને પુછે છે કોણ, હું એનો બાપ છું, કંઇ તું એનો બાપ નથી. તું મ્હારો છોકરો છે, કંઇ હું ત્હારો છોકરો નથી.

ખુશાલ—શું તમે લાલબાના બાપ છો આ ત્હમારૂં કાલું કામ તો તેમ કહેતું નથી. હું ત્હમારો છોકરો. પ્રભુએ મ્હને ત્હમારો છોકરો ન કર્યો હોત. રહેવા દે, રહેવા દે. એ કસાઇ બાપ રહેવા દે.

(ગાયન.)

એ પીતા પાપી દીકરીને દોકડે સુખ માનમાં,
ખુદાને આપી દે માં રંડાપો કન્યાદાનમાં.
બાપલિયા કાળાં મોંવાળા,
શાને કરતો કર્મો કાળા;
બીલાડીના એ રૂવાળા,
હોશે તે પણ લેશે સ્હામું લહાણમાં—(૩)
સાકર તું ગધ્ધાને આપે,
ધન મેળવતો કસાઇ પાપે;
છરી પુત્રી ગરદનપર ચાંપે,
માંડવડો દુહીતાનો બાંધી મસાણમાં. (૩)
રૂવે રૂવે તને કીડા પડશે,
ગાત્રગડત કોટે તુંજ ગળશે.
ત્હારી છાતીપર જમડા ચઢશે:
ધખધખતા ખીલા ધાબડશે ચામમાં. (૩)

## અંક પહેલો—પ્રવેશ ચોથો.



### સ્થળ—ખીમજીનાં ઘર પાસેનો એક ભાગ.

(હાથમાં ફરટની ટોપલી સાથે આણંદજીનો નોકર પુંજો પ્રવેશ કરે છે.)

પુંજો—તમારો સેવક સાસુ સાથે ફેરા ફરી માના પેટમાંજ સિંગલમાંથી ડબલ બની ગયો હતો. પણ શું કહું ભગવાનિયાને કે તેણે મને તો છોકરો બનાવ્યો પણ સાથે સાથે મ્હારી સાસુને પણ છોકરીને બદલે છોકરોજ આવ્યો, એટલે ઉભા વાંસ ફાટી ગયા તમારા સેવક પુંજા પોટાસ શીંગલના શીંગલ રહી ગયા. ધુડ નાખી જાણે એ સાસુ થતીના નામપર. તોય પાછાં બાર વર્ષે બહુચરાજી બોલતાં, આ તમારા સેવક જરૂર પીઠ પાછળ પુછડું વળગાળી બે પગમાંથી ચાર પગવાળો થાત અને ચતુર્ભૂજ બની જાત. પણ નસીબના એવા બળિયા કે વાવિયે ઘઉં તો ઉગે ઠડીયાં. બે પાંચ વરસમાંજ સેવકના મા બાપે મોટા ઘરનો મોટો રસ્તો લીધો અને તમારા સેવકે પોતાના દેશને દેશવટો દીધો પણ

હવે તો આપણે પણ જરૂર લગનનો વિચાર કર્યો છે. આખરીયા શેઠ લાલા સાથે પરણે તે સાથે સાથેજ આપણે પણ તેની પેલી બટુકડી ચટુકડી પટલાણી દેવી જોડે માથાં અથડાવવાનો વિચાર ધર્યો છે માટે ચાલ ઘરમાં આ ફરૂટ પુગાડી આવું અને પછી દેવીને મ્હારા પ્રેમનો પેગામ સંભળાવું.

[ એક તરફથી પુંજો જાય છે બીજી તરફથી દેવી ફુલની છાબ સાથે ગાતી પ્રવેશ કરે છે. ]

દેવી—

ગયું ખોવાઇ બાલક પણ હવે આવી જુવાની છે.
કહે સહુ ચેતીને રેહેજે, જુવાની એ દીવાની છે.
કર્યાં છે કંઈક ઘર ઉજ્જડ દીવાની એ જુવાની છે
જુવાનીનો બુરો જુસો બલાએ આ એમાની છે.
જુવાની થાય સાર્થક જો, દબાવે તે તણો જુસ્સો,
નહી તો જાણવું કે એ ખરાબીની નીશાની છે.
ભલાં કામો કરો તો તેજ જુસ્સામાં સહુ થાસે,
કમાશો કીર્તિ. આખર એજ સાથે આવવાની છે.

[ ગાતી ગાતી અંદર જાય છે અને પુંજાને સામેથી આવતો જોઇ પાછી ફરી છુપાય છે ]

દેવી—હું, આ ઘરમાં ધુસતાં મુહુર્તમાંજ ગંધકનો ભાઇ પોટાસ દેખાય છે. સાંભળીયે તો ખરા કે એ શું બબડતો જાય છે.

પુંજો—કોઠી કોઠારમાં કણના ભંડારમાં દીવાનખાનું, ડ્રોઇંગ રૂમ રશોડું કે ખડકીના બારમાં બધે જોયું પણ કયાંય નહીં. અરે ગઇ તો પણ કયાં ગઇ. શું ચકલી બની આકાશમાં ઉડી ગઇ !

દેવી—હું. આ પુંજીયાજી કોની શોધ ચલાવે છે.

પુંજો—એ દેવીએ પણ એટલું ધ્યાન રાખવું જોઇએ કે એના ભવિષ્યનો થનારો માટી એનાંજ દર્શન કરવા આવે છે અને આણુ દજી શેઠના ખોટા હેલપાગ ઉઠાવે છે,

દેવી—લ્યો આ પુંજાનો પુંજો તો ઉડી આપણીજ આંખમાં પડવાનો વિચાર કરે છે ને શું.

પુંજો—દેવી એ કાચી તો નથી. દીવાસળી માફક ભડ લઇ ને ભડકી ઉઠે છે બોલાવતાંજ વીજળી માફક કડકી ઉઠે છે.

દેવી—પીટયા ભાઇડાઓને તો એમ દાબમાં ન રાખિયે તો કામનું એ શું એનુંજ નામ બાઇડી કે મરજીમાં આવે તેમ ભાઇડાને નચાવે પોતે ધારે તેમ બનાવે મનમાં ભાવે તો પણ મોઢું હલાવે એ પોતાને ડોઢ ચતુર માનનારા ભાઇડાઓને બેડલે પાણી ભરાવે.

પુંજો—પણ હવે એને કયાં શોધું.

[આમ તેમ જુએ છે દેવી જાણે પોતાને ખબર ન હોય તેમ છુપાવાની જગ્યા એથી અંદર સટકી પછી પાછી જાહેર થાય છે.]

પુંજો—લ્યો હમારો મકનો હાથી તો સ્હામેથી ઝુલતો આવતો જણાય છે. દેવી. દેવી.

દેવી—(બેદરકારથી) કેમ...શું છે.

પુંજો—(ચાલતી અટકાવી) પણ જરા ઉભી તો રહે મ્હારે કંઇક વાત કરવી છે.

દેવી—(તરછોડી નાખી ચાલતે ચાલતે બેદરકારીથી) મ્હને પુરસદ નથી.

પુંજો—લ્યો જાણે ગવંડરનાં સેક્રેટરી મને પુરસદ નથી અરે પણ જરા સાંભળતો ખરી.

દેવી—નહીં જરા પણ નહી.

પુંજો—(ખોટો રૂઆબ કરી) તારે ઉભવુંજ પડશે તારે મારી વાત સાંભળવીજ પડશે.

દેવી—અને ન સાંભળું તો.

પુંજો—(રસ્તો રોકીને) હું તને જવા દેવાનો નથી.

દેવી—(બીજી તરફ વળી હું આમથી જઇશ.

પુંજો—(આડો ફરી) તો હું આમ ઉભો રહીશ.

દેવી—આમથી જઇશ.

પુંજો—આમ ઉભો રહીશ.

દેવી—વારૂ ચાલ એક શરત, જો તું મોઢે એક પણ બોલ ન બોલે તો ઉભી રહું.

પુંજો—અરે પણ જો મુંગો ઉભો રહું તો પછી મ્હારે કહેવું છે તે કેમ કહું.

દેવી—તું કટકટ કરી મ્હારો મગજ પકાવે તો પછી હું ઉભીએ કેમ રહું.

પુંજો—એને બદલે કોઇ બીજી શરત કરી લેને.

દેવી—તો આ ચાલી,

પુંજો—ઉભી રહે ઉભી રહે મ્હારે કબુલ છે કબુલ છે (સ્વગત) આતો અજબ ફસાયા,

ગાયન.

મ્હારે મોઢે માર્યું પ્રેમ તાળું મળે નહી કુંચી એને કેમ ઉઘાડું.

દેવી— પોપટજી પિંજરે પુર્યા છે સ્વતંત્ર આજ.
જોઇયે કઇ યુકતીથી રાખે પોતાની લાજ.

પુંજો— યુકતી નવી કોઇ કાઢું.—મારે મોઢે.

દેવી—સપડાગ્યો તો છે જબરો હવે જોઇયે કે શું યુકિત ચલાવે છે.

પુંજો—(સ્વગત) આવ-આવ-ઓ મ્હારી શોધક બુધ્ધી મ્હારા મગજમાં તરી આવ નહીં તો આજે 'પ્રમદા બુધ્ધિ પાનિયે.' ગણાતી બાઇડી આજે આ ડોઢ ડાહ્યા મરદને બેવકુફ બનાવે છે (કેટલોક વખત વિચાર કરી) હાં હા ઠીક યાદ આવ્યું.

(ખીસામાંથી બે ચોપાનીયા કાઢી એક પોતે રાખે છે. અને એક દેવીને આપે છે અને બે પંખા કાઢી એક પોતાની પાસે રાખી બીજો દેવીને આપે છે.)

પુંજો—(ચોપાનીયામાં વાંચે છે) હાથમાં રાખેલો પંખો હલાવવો એટલેકે મ્હારે ત્હમારી સાથે વાત કરવી છે.

(પુંજો પંખો હલાવે છે)

દેવી—(ચોપાનીયામાં જોઇ) હં..........(ચોપાનીયામાં વાંચે છે) કમરે હાથ અડાડી પંખો લટકતો રાખવો એટલે કે તમો ગધેડા જેવા જણાઓ છો [દેવી કમરે હાથ રાખી પંખો લટકાવે છે]

પુંજો—(ચોપાનીયામાં જોઇ) પંખો ખોલી માથે મુગટ માફક ધરવો એટલે કે હું તમને ચાહું છું માથાના મુગટ માનું છું.

[પુંજો પંખો ખોલી માથા ઉપર મુગટ માફક ધરે છે]

દેવી—(ચોપાનીયામાં જોઇ) હં...(ચોપાનિયામા વાચે છે) બે દરકારીથી પંખો ખાવો એટલે કે લેપડુના ભાઇ ગળેપડુ જાઓ દરીયા કાંઠે જઇ ઠંડી ઠંડી હવા ખાવો.

(દેવી બેદરકારીથી પંખો ખાય છે).

પુંજો—( ચોપાનીયામાં જોઇ ) હં... ( ચોપાનીયામાં વાંચે છે ) પંખો ઉઘાડ બીડ કરવો એટલે કે તમે વખત લગાડશો તો હું ગાંડો થઇ જઇશ (પુંજો પંખો ઉઘાડબીડ કરે છે.

દેવી—(ચોપાનીયામાં જોઇ) હં...(ચોપાનીયામાં વાચે છે) પંખો મોઢા આડા ધરી બાડી આંખે જોવું એટલે કે તમે ગાંડા થસો તો હું તમને થાંણે મેંટ હાઉસમાં મોકલી દઇશ (દેવી મોઢા આડો પંખો ધરી પુંજા તરફ બાડી આંખે જુએ છે).

પુંજો—( ચોપાનીયામાં જોઇ ) હં... ( ચોપાનીયામાં વાંચે છે ) પંખો છાતીએ ધરવો એટલે કે ઓ મ્હારા કલેજાના કટકા હું ત્હારા વીના એક પળપણ જીવી શકું તેમ નથી.

(પુંજો પંખો ખોલી છાતીયે લગાડી ઉભો છે.)

દેવી—(ચોપાનીયામાં જોઇ) હં... (ચોપાનીયામાં વાંચે છે) પંખો ગાલે અડાડી હસવું. એટલે કે મરવાનો વખત કોઇ પુરસદનો લેજો (દેવી ગાલે પંખો અડાડી હસે છે)

પુંજો—(ચોપાનીયામાં જોઇ) હં... ( ચોપાનીયામાં વાચે છે ) પંખો મોંમા લટકાવવો એટલે કે વ્હાલી હું ત્હારી ફતેહ કબુલ કરી દાંતમાં તરણાં લઉં છું માટે મને ઝાઝો ન સંતાપ.

[ પુંજો શરણે થએલા સરદારની અદાથી બેસી મોમાં પંખો લટકાવે છે ]

દેવી—(ચોપાનીયામાં જોઇ) હં...(ચોપાનીયામાં વાંચે છે) પંખો ડાબે ખંભે પાંખ માફક રાખવો એટલે કે શરણાગત નિર્ભય છે પણ ઉતાવળે આંબા પાકતા નથી.

( દેવી પંખો ખોલી ડાબે ખંભે પાંખ પ્રમાણે રાખે છે ).

પુંજો—(ચોપાનીયામાં જોઈ ન બોલવાની શરતનું ભાન ભુલી જઇ મોટેથી બોલે છે ) અરે પણ હમણાં શું અડચણ છે.

દેવી—બોલ્યો કે તો હું આ ચાલી.

[ દેવી જવાનું કરે છે પુંજો મ્હારા સમ મ્હારા સમ કરતો તેનો હાથ પકડી તેને પકડી રાખે છે...... ]

પુંજો—ત્હારી આંખડીની સબમરીનથી નખરાની ટોરપીડ
ધુડુડુડુડુડુડુડુડુડુડુડુડુ છુટી જેવી
કડડડડડડ—કડડડડડડ—કડડડડડડ—ભુસ.
મ્હારા દિલડાંની ડેડ નોટ તુટી તેવી.

દેવી—ડાચોમાં ડાચલા મુગો મુંગો બેસ.
ગભરાવી ગુંગળાવવા છોડ નહીં આ ગેસ.
પ્રેમ એરોપ્લેનથી વરસાવી બોલ બોમ્બ
આજ ધારી સું નારીને લુંટી લેવી—તારી.

---

# અંક પહેલો—પ્રવેશ પાંચમો.



## સ્થળ—આણંદજીનું દીવાનખાનું.

[આણંદજી-બહાર જવાની ત્યારી કરતો હોય અને અંગરખાની લાંબી બાંહ ચઢાવતો હોય એવી રીતે પડદો ઉપડતાં દેખાય છે]

આણંદજી—પુંજા-પુંજા........અલ્યા ક્યાં ગયો પુંજીઆ.

પુંજો—આવ્યો સેઠ.

આણંદજી—સાંભળ જો હું જરા બહાર જાઉં છું તે થોડાજ વખતમાં પાછો ફરીશ.

પુંજો—વારૂજી.

આણંદજી—પણ જો એ કોઇ પૈસા આપવા આવે ને તો દોડતે જેમ કુતરા દોડે છે ને તેમ ઝપાટા બંધ દોડતે દોડતે મને મોનજીભાઇને ત્યાં ખબર કરજે પણ જો કોઇ પૈસા લેવા આવે તો કહી દેજે કે શેઠ બહાર ગયા છે આજે આખા દીવસમાં આવવાના નથી.

મોનજી—(આણંદજીના છેલ્લા વાકયો સાથે પ્રવેશ કરી) વાહ શેઠ વાહ હુકમ તો બહુ સારો. પણ નહી તેમાં તમારો વાંક નથી. લેવામાં લક્કડ અને દેવામાં પથ્થર એ તો આજે શેઠીયાઓનો ટ્રેડ માર્ક મનાય છે-ટ્રેડ માર્ક એમ કાયદો કહે છે.

આણંદજી—(મોનજી તરફ નજર કરી) કોણ મોકાણીયો કે અલ્યા હું તો તારેજ ઘેર આવતો હતો. ચાલ ઠીક થયું કે તુંજ અહીં આવી પહોંચ્યો.

મોનજી—(સ્વગત) આખરીયાની આખર કંઇ મોકાણીયાને સંભાલ્યા વીના ચાલે. છેલ્લે તો મોકાણીયોજ આખરીયાની તોલડી ઝાલે એમ કાયદો કહે છે (પ્રકટ) મેરબાની આજે કંઇ આ ગરીબ ઉપર આટલી કૃપા. શું કામ છે ફરમાવો.

આણંદજી—બેસ બેસ હવે બેસતો ખરો કહું છું કયાં માથે વરસાદ પડે છે. પાઘડી બાઘડી ઉતાર જરા નીરાતે બેસ ઠંડો થા. (પુંજાને) પુંજા.

પુંજો—જી.

આણંદજી—હવે હું બાહેર નથી જાતો. તું બાહેર બેસ કોઇ આવે તો કહેજે કે હું ઘરમાં નથી. મારે આની સાથે પ્રાઇવેટ પ્રાઇવેટ કરવી છે. જોજે કયાંક અડદારૂં બાફી ન નાખતો શું કહીશ કહે જોઉં.

પુંજો—(સ્વગત) જરાક ફફડાવાદે બુઢ્ઢાને (પ્રકટ) કોઇ આવશે તો એને કહીશ કે શેઠે કહ્યું છે કે હું ઘરમાં પ્રાઇવેટ કરૂં છું. કોઇ આવે તો એને કહેજે કે શેઠ ઘરમાં નથી. રૂપીઆ આપવાના હોય તો શેઠ ઘરમાં છે. રૂપીઆ લેવાના હોય તો શેઠ ઘરમાં નથી બરાબરને શેઠ.

આણંદજી—બેવકુફ ગધેડા કર્યું ને ડોહ્યું એટલુંજ ગોખી રાખ કે હું ઘરમાં નથી.

પુંજો—હું તો ઘરમાં છું તમે ઘરમાં નથી.

મોનજી—હા. હા. એમજ શેઠ ઘરમાં નથી.

પુંજો—વારૂજી શેઠ ઘરમાં નથી. શેઠ ઘરમાં નથી શેઠ ઘરમાં નથી.

(પાઠ ગોખતો જાય છે).

મોનજી—(પુંજો ગયા પછી) હવે બોલો જોઇયે શું કામ છે?

આણંદજી—બહુજ અગત્યનું બહુજ મહત્વનું.

મોનજી—પણ શું?

આણંદજી—એક કીમતી કામમાં મારે ત્હારી સલાહ લેવી છે જેની ઉપર આખી જીંદગીનો મદાર સુખ દુઃખનો આધાર એવા મહાન વિષયમાં મ્હારે ત્હારી સલાહ લેવી છે.

મોનજી—ત્હમે મ્હને એટલો વિશ્વાસુ માનો છો એ હું સારા નસીબ સમજું છું. ખુશીથી પુછો મ્હને જે ખરૂં લાગશે તેજ હું કહીશ.

આણંદજી—પણ ય.દ રાખજે જવાબ આપતાં હા–માં–હા ન મેળવતો. ભીંડી બજારનું મસ્કાનું બજાર મોઘું ન કરી દેતો.

મોનજી—જ્યારે ત્હમે પોતેજ એમ કહો છો......

આણંદજી—(અર્ધથીજ અટકાવી) હા...મ્હને એ રીંગણાના નોકર મસ્કા માસ્તરો ઉપર મોટામાં મોટી ચીડ છે. જે કહેવું તે એક ઘા ને બે કટકા જાણે ફુટેલો ઢોલ.

મોનજી—બરાબર.

આણંદજી—પણ આજકાલ તો એવા સ્પષ્ટ વકતાઓનો દુકાળ પડી ગયો છે તેથીજ આ ચેતાવવું પડે છે. વચન આપ કે હું જે મ્હને સાચું લાગશે તેજ કહીશ.

મોનજી—લ્યો આ વચન (આણંદજીના હાથમાં તાલી આપવા જાય છે).

આણંદજી—(હાથ ખેંચી લઇ) એ હાથતાલી નહીં—હાથતાલી નહીં. જેમ કોર્ટમાં સાક્ષીઓ કહે છે તેમ સોગંદ ઉપર કહે કે હું ઇશ્વરને હાજરનાજર જાણી કહું છું કે જે બોલીશ તે સાચુંજ બોલીશ.

મોનજી—(બરાબર તેની નકલ કરે છે) બસ હવે તો થયું.

આણંદજી—તો પુછવાનું એટલુંજ કે જો હું લગન કરૂં તો તેમાં કાંઈ ખોટું તો નથી.

મોનજી—કોણ તમે.

આણંદજી—હા......હું-હું પોતે-આખરીયા શેઠ સાહેબ પોતે પંડે આ મોકાણીયાના દોસ્ત શ્રી શ્રી શ્રી પાંચ.

મોનજી—ઉભા રહો હું ત્હમને મ્હારો મત આપું તે પહેલાં મ્હારે ત્હમને એક વાત પુછવી છે.

આણંદજી—શું.

મોનજી—પુછવાનું એટલુંજ કે હમણાં ત્હમારી ઉમર શું થઇ હશે.

આણંદજી—કોની મ્હારી.

મોનજી—હા-હા ત્હમારી-ત્હમારી પોતાની આખરીયા શેઠ સાહેબની. આ મોકાણીયાના સાથી શ્રી શ્રી શ્રી પાંચની.

આણંદજી—(ખોટું હસીને) હું......ઉમ્મર બુમ્મરની તો આપણુને ખબર નથી, પણ હા હજુ મારૂં શરીર તો લટ્ટપટ્ટ છે. કોઇ દીવસ રોગનું નામ નહીં ઝાઝું શા માટે ખોટો ઠાંસો સુદ્ધાં નહી.

મોનજી—તે શું ત્હમને ત્હમારી ઉમ્મરની પણ ખબર નથી.

આણંદજી—નહી બીલકુલ નહી. શું એવી ઉમ્મર જેવી નજીવી ચીજ યાદ રાખવામાંજ હમે હમારી સ્મરણશકિતનો ભોગ આપી દેવા સરજાયા છીયે.

મોનજી—(સ્વગત) મ્હારો બેટો આતો આપણુને ઉંઠા ભણાવે છે. (પ્રકટ) સારૂં કંઇ અડચણ નહી-હવે હું પુછું એટલોજ મ્હને જવાબ દ્યો.

આણંદજી—પુછ.

મોનજી—ત્હમારી અને મારી રાજકોટમાં ઓળખાણ થઈ ત્યારે ત્હમને કેટલાં વરસ થયાં હશે.

આણંદજી—ત્યારે ત્યારે તો વીસ બાવીસ.

મોનજી—હું......ત્યાર પછી ત્હમે રાજકોટ કેટલુંક રહ્યા.

આણંદજી—હશે દશેક વરસ.

મોનજી—અમદાવાદમાં.

આણંદજી—ઝાઝું નહી ફક્ત પાંચ

મોનજી—અને આફ્રીકામાં.

આણંદજી—દશથી બાર.

મોનજી—વારૂં ત્યાંથી મુંબઇ ક્યારે પાછા ફર્યા.

આણંદજી—છપ્પનિયામાં.

મોનજી—છપ્પનિયામાં કે સારૂં તો લ્યો સરવાળો માંડો. આજે શું ચાલે છે. તોંતેર. છપ્પન અને સતર તોંતેર. તેમાં આફ્રીકાનાં દશ તો સત્તાવીશ, અમદાવાદના પાંચ બત્રીસ, આપણી ઓળખાણ પછીનાં રાજકોટના દશ બેતાલીશ, તેમાં ત્હમારી પહેલી ઉમ્મર બાવીશ એટલે છાસઠ વરશ તો ત્હમારે પોતાનેજ હિસાબે થાય છે.

આણુંદજી—છાસઠ મ્હારી ઉમ્મર છાસઠ બનેજ નહીં.

મોનજી—બને નહીં શું એતો તમે આપલા હીસાબનોજ સરવાળો છે. કાંઇ પરપોટા બેંકના એકાઉન્ટન્ટનો આંકડો નથી અને તે ઉપરથી ત્હમે મ્હારી જે સલાહ માંગી છે અને જે માટે ત્હમે મ્હારી પાસે સાચું બોલવાનાં સોગંદ લેવરાવ્યા છે તે બાબતનો ફડચો એક હાઇ કોર્ટના ન્યાયાધીશ તરીકે હું આપું છું કે—"આવી એક પગ ઘરમાં અને બીજો પગ કબરમાં જેટલી ઉમ્મરે ત્હમારે લગન કરવું સારૂં નથી એમ કાયદો કહે છે. કોર્ટ એમ માને છે કે.

આણુંદજી—માઇ લોર્ડ.

મોનજી—"—સાંભળી લ્યો. કોર્ટ એમ માને છે કે લગન કરવું એ કાંઇ બાલકની રમત નથી. જેઓ જુવાન જોધ જેવા હોય છે તેઓ પણ લગન કરતાં સત્તર વિચાર કરે છે તો પછી——

આણુંદજી—યોર હંબલ સરવંટ.

મોનજી—હોલ્ડ યોર ટંગ તમારા જેવા સાઠી બુદ્ધિ નાઠીને પાર થએલાં ચકરમ બુઢ્ઢાએ એ બાબતનો વિચાર કરવો એ પણ મોટામાં મોટી મુર્ખાઇ, ન માફ થઇ શકે તેવી બેવકુફાઇ, હલકામાં હલકી નફ્ટાઇ અને ચોખ્ખામાં ચોખ્ખું ગધેડાપણું છે માટે કોર્ટ એમ ઠેરવે છે કે ત્હમારે ભુલેચુકે પણ લગન ન કરવાં.

આણુંદજી—લ્યો સાંભળો-બાર વરસે બાવો બોલ્યો તોકે ધુળની ધુળ—"લગન ન કરવા—" સાંભળ હવે હું મ્હારો મત કહી દઉં છું કે મ્હે લગ્ન કરવાનો-પાક્કો નિશ્ચય કર્યો છે.

મોનજી—પણ તેથી દુન્યામાં સારૂં નહી કહેવાય તેઓ હસશે.

આણુંદજી—જગતનો તો કાયદોજ છે કે સારૂં કરો તોએ હસે ને ભુંડું કરો તોએ હસે. બીજાનાં છીંટાંજ જોવાં, પણ આપણે કયાં જગતના બાપનું ખાવા જવું છે.

મોનજી—વાહવા ત્યારે પછી પુછવુંજ શું કરો કંકુના પણ ત્હમે મ્હને પહેલાં એમ કયાં કહ્યું હતું.

આણુંદજી—સાંભળ હું જેની જોડે લગ્ન કરવાનો છું તે મ્હને ગમે છે હું ત્હેને ચાહું છું.

મોનજી—શા માટે નહિં.

આણુંદજી—મેં તેના બાપ પાસે માંગુ કર્યું.

મોનજી—માંગુએ કર્યું.

આણંદજી—અરે માંગુએ કર્યું અને તેણે કબુલે કર્યું.

મોનજી—તેણે કબુલે પણ કર્યું.

આણંદજી—હા થોડુંક લક્ષ્મીપુજન કરવું પડશે.

મોનજી—(સ્વગત) લક્ષ્મીપુજન વીના તો ત્હારા જેવા ઘરડા ઘુવડને આપે પણ કોણ—(પ્રકટ) હા પણ તે કોણ—તે તો કહો.

આણંદજી—તુ ખીમજી ખાંધીઆને ઓળખે છેને આ તેની છોકરી.

મોનજી—પેલા ગોળીબારવાળા ખપણીયાની બહેન કે.

આણંદજી—હા. હા. તેજ લાલબાઇ.

મોનજી—(સ્વગત) વાહવા શેઠને કુટંબ તો બહુ સારૂં મળ્યું છે. મેં મોકાણ માંડી—ખાંધીઓ ખાંધે ચડાવી મસાણે પુગાડશે—ખપણીયો ખપણ જમાવી ચાર થાંભલીનો માંડવો બંધાવશે ત્યારે લાલબાઇ મરસીયાનાં ગીત સાથે આવી ઘર વસાવશે.

આણંદજી—(હસી ચાળા પાળીને) જો સલાહ આપવા નિકળ્યો છે કે "લગનનો વીચાર છોડી દો—અકલના સમુદર—જો દોસ્ત મોકાણીયા—આ ઉમ્મર બુમ્મરની વાત તો છોડી દે—કેમકે એ ઉમ્મર જેવી નકામી ચીજ ઉપર વીચાર કરવાની કંઇજ જરૂર નથી. હું છાસઠને બદલે ૭૦ વરસનો હોઉ તોપણ શું થયું. લાવ કોઇ ત્રીસ વરસના જુવાનીયાને મ્હારી સામે લાવ અને પછી જો કે જોરમાં કોણ વધે છે—આજકાલના ફીકાફચ જુવાનીયાઓ એનાં કરતાં તો હું વધારે મજબુત છું (જરા અકડીને) જો ટટાર દેખાઉછુંને ?

મોનજી—(સ્વગત) મડમ માફક સ્પ્રીંગનો પટ્ટો તો બાંધતો નથીને.

આણંદજી—(દાંતની બત્રીશી બતાવી) જો હજુ તો મ્હારી બતરીસી એમને એમ કાયમ છે.

મોનજી—(સ્વગત) મુંબઇ ગામમાં દાંતના ચોકઠાં—બાંધનાર ડાકટરો ઘણાં મળે છે.

આણંદજી—(વાળ બતાવી) જો હજુ આ વાળ કાળા ભમર જેવા છે.

મોનજી—(સ્વગત) ગામમાં વાળ કાળા કરવાના કલફનો કયાં ટોટો છે.

આણંદજી—દિવસમાં ચાર પાંચ વખત તો ભોજન ઉપર હાથ મારૂં છું.

મોનજી—(સ્વગત) એતો ત્હમારી આમદજ છપ્પનીયામાં છે.

આણંદજી—(મોનજીને ચુપ જોઇ અકડીને) બોલ ત્હને મ્હારા શરીરમાં જરાપણ નબળાઇ જણાય છે. કેમ બોલતો કેમ નથી. બોબડી બંધ થઇ ગઇ કે ?

મોનજી—તમેજ ખરા સાહેબ (સ્વગત) ખર (પ્રકટ) મત આપવામાં મ્હારી ભુલ થઇ ત્હમારે તો પરણવુંજ જોઇએ.

આણંદજી—હં—...પહેલાં મ્હને પોતાને પણ લગન કરવું એ સારૂં નહીં એમ જણાતું હતું. હું પોતે પણ લગન કરવાની વીરૂધ હતો પરંતુ તેના કારણો જુદાં હતાં. જયારે હવે હું મજબુત કારણો સાથે કહી શકું છું કે મ્હારે લગન કરવાંજ જોઇએ.

મોનજી—તે કયા કયા સાહેબ.

આણુંદજી—સાંભળ એક તો મ્હને સુંદર સ્વરૂપવંતી—ઇન્દ્રની અપસરા જેવી સ્ત્રી મળશે. તે મ્હને લાડ લડાવશે. મ્હારા સઘળા કોડ પુરશે—હું થાકીને આવ્યો હોઇશ ત્યારે થાક ઉતારવા મારા પગ દબાવશે. દિવસભરનો કંટાળો દુર કરવા ઝુલે ઝુલાવશે આનંદ આપી આનંદી બનાવશે. સોના જેવા છોકરાં આપી બાપ બનાવશે પણ જો હું નહિં પરણું તો...હુ઼ફ...મ્હારા પવીત્ર વંશનો નાશ થશે. પરણવાથી જેમ દીવાથી દીવો થાય તેમ મ્હારા જેવાંજ બાળકો મને થશે, જે આખો દીવસ ઘરમાં કીકીયારી કરતાં મ્હારા ઘરને લશ્કરી છાવણી બનાવી મુકશે. મ્હને જોતાજ બાબા બાબા કરી વીટી વળશે અને પોતાની કાલી કાલી મીઠી મીઠી બોલીથી મ્હારા દુઃખ ભુલાવશે. (છાતીયે હાથ રાખી) આ તે સુંદર સ્વપનું તે વાતની યાદ આવતાંજ મને જણાય છે કે જાણે હું ડજન બે ડજન છોકરાંનો બાપ બની ગયો છું. અરે જો જો તેઓ મ્હને—બાબા—બાબા કરતાં વીટી વળ્યાં છે, જો તો ખરો કોઇ મ્હારા કાન તાણે છે. કોઇ મહારા વાળ તાણે છે, કોઈ ખાંધે ચઢી બેઠું છે, કોઇ હેઠું છે, કોઇ મ્હને કંઇ કંઈ કહે છે, કોઇ મ્હારા ખોળામાં ચઢી મ્હને બોકો દે છે........આનંદ આનંદ. આવો આનંદ. શું એ વીચાર છોડી દેવાથી મળવાનો હતો.

મોનજી—નહીંજ કદી નહીં. બસ ત્યારે હવે મ્હારી પકી કાળમીંઢ પથરા જેવી સલાહ છે કે ત્હમારે લગન કરવા. કાલે કરવા હોય તો આજે કરવા અને આજે કરવા હોય તો અબઘડી કરવા.

આણુંદજી—(કમર ઉપર હાથ રાખી ઝુકીને) થેંક્યુ...હું...હવે કેવું સાચું બોલ્યો. જેમ એક સાચો દોસ્ત મત આપે તેવોજ આ ત્હારો સાચો અભીપ્રાય છે.

મોનજી—હાજી, હું મ્હારો આગલો મત પાછો ખેંચી લઉં છું અને ત્હમારી લગનની દરખાસ્તને ટેકો આપું છું (સ્વગત) (સળેલા થાંભલાનો).

આણુંદજી—ત્હમે આવી ઉત્તમ સલાહ આપી તે માટે હું ત્હમારો ખરા અંતઃકરણપુર્વક આભાર માનું છું.

[ ટેબલો. ]

## અંક પહેલો—પ્રવેશ છઠો.



### સ્થળ—જાહેર રસ્તો.

આણુંદજી—(બોલતે બોલતે પ્રવેશ કરે છે) હા ભાઇ હા મોટા દાદાઓ મરતે મરતે કહી ગયા છે કે સાત ગરણે ગળીને પાંણી પીવું એટલે આપણે પણ લગ્ન માટે જેટલા મત લેવા લાયક જણાયા

તેઓની દરેકની સલાહ લીધી જેમાં મોનજીની સલાહ તો આપણા મતને મળતી આવી. પેલા લોટમગા શાસ્ત્રીને પુછ્યું ત્યારે તેણે તો ડોકીજ ધુણાવી પેલા અગરગચા અંગ્રેજીના ખાં–ને પુછવા ગયો તેણે તો લગનની વાત સાંભળતાજ સરસ્વતી સંભળાતી. મ્હારી જુની સાળીને પુછ્યું તો તેણે તો લાકડીજ ઉઠાવી. હવે આ વેદાંત વાગીસ વિતંડાનંદ સારા વિદ્દવાન ગણાય છે તેને પુછી જોઉં તે કહે તે ખરૂં. બસ તેના કહ્યા પ્રમાણેજ કરૂં (સ્હામે જોઇ) લ્યો એના ઘરનો આંટો ટલ્યો કારણકે સ્હામેથી તેજ આવે છે પણ હેં–એ હવામાં કોની જોડે લડાઇ ચલાવે છે.

વિતંડાનંદ–(વીંગમાં જોઇ) ચલ હટ ગધેડા કયાંયનો અકલનો ઓથમાર કાળા અક્ષરને કુટી મારે ને પોતાને કાલીદાસનો કુળદીપક ધારે. બસ ત્હારા જેવાને તો પુછડું પકડી વિદવત્સમાજમાંથી હાંકીજ મુકવો જોઇએ.

આણુંદજી—હેં...આ પુછડીયા વિદ્દવાન કોનું પુંછડું તાણે છે.

વિતંડાનંદ—હા...હા...હું પ્રમાણોથી સીધ્ધ કરી આપીશ. કે તું તદન મુર્ખ છે–તદ્દન જંગલી છે–તદ્દન ગધેડો–અરે ગધેડાનો પણ ગધેડો લંબકર્ણ છે. તારાનાથ તર્કરત્ન ત્રિભુવન તર્કશાસ્ત્રવિસારદ અને નારાયણ ન્યાય મુર્તીના સિધ્ધાંતોને આધારે હું સિધ્ધ કરી બતાવીશ કે તું મુર્ખ–અતી મુર્ખ–મુર્ખરાજ–મુર્ખ શીરોમણી છે.

આણુંદજી—ઇન્જીનમાં વરાળ તો વધતીજ જાય છે. ફાટે નહિ તો સારૂં.

વિતંડાનંદ—બસ મને કોઇ કહે કે તું મનુષ્ય પુરૂષ અને મનુષ્ય નારિ જાતીથી ઉત્પન થઓ નથી પરતું ગર્દભ અને ગર્દભીથી જન્મ પામ્યો છે તો તે માનવા હું તૈયાર છું પરંતુ એવું અસત્ય એવું અસંસકૃત એવું શાસ્ત્રવીહીન અજ્ઞાનપુર્ણ કહેવું હું કદી માનીશ નહી.

આણુંદજી—સંચાની ચાવીં આપનારો કોઇ મજબુત મલ્યો જણાય છે કે હજુ સુધી હું તેની પાસે ઉભો છું તેને પણ એ દેખી શકતો નથી (ઢંઢોડીને) પંડીત મહાસ્ય નમસ્તે.

વિતંડાનંદ—ચીરંજીવી નમસ્તે (વળી વીંગ તરફ ફરી) તું બોલ્યો તેમાંનો એક પણ અક્ષર સાચો નથી હું કદી કબુલ કરીશ નહી–કંઠે પ્રાણ આવતા પણ નહી. બસ હું મ્હારો મત સીદ્ધ કરીશ. અહીં સ્વર્ગમાં–નર્કમાં કૈલાસમાં વૈકુંઠમાં કયાંય પણ ચાલ અને હું મ્હારૂં કહેવું સાચું છે એમ તને કબુલ કરાવીશ. દરેક સિદ્ધાંતોથી, દરેક પ્રમાણોથી, દરેક શાસ્ત્રોથી, દરેક બ્યાકરણથી, દરેક કોષોથી અરે વાતથી, લાતથી, ઉપાડેલા હાથથી (ભુલમાં આણુંદજી ઉપર હાથ ખેંચે છે આણુંદજી ખસી જાય છે, અને શાસ્ત્રી ચક્કર ફરી જાય છે) દરેક રીતથી હું સિદ્ધ કરી આપીશ કે હું કહું છું તે સત્ય છે. લ્યો નિરક્ષર કહે છે આધિ.

આણુંદજી—તને આધિ ખાય તને, કંઇ મુદ્દાની વાત તો કરતો નથી ને

હનુમાનજીનાં પુંછડાં માફક વધ્યોજ જાય છે (તેને પકડી ઢંઢો-ળીને) પણ છે શું મહાશય.

વિતંડાનંદ—મ્હારૂં કહેવું એવું હતું કે જે શરીર સબંધી દુઃખો હોય તેને વ્યાધીના શબ્દથી જણાવવામાં આવે છે. આધિના શબ્દ પ્રયોગથી નહી. આ આધિ અને વ્યાધિના મધ્યમાં જે મહંદતર છે તે એજ કે આપણને જ્યારે કયાંય કંઇ પણ લાગે છે ત્યારે અથવા તો કંઇ રોગ થાય છે ત્યારે આપણને વ્યાધિ થએલો કહેવાય પરંતુ જ્યારે આપણા મન ઉપર કંઇ દુઃખની છાપ પડે એટલે કે લાગણીના બોજથી જે દુઃખનો ઉદ્દભવ થાય તેને આધિ એ શબ્દાભીદ્દાનથી ઓળખવામાં આવે છે. જ્યારે સર્વ સિદ્ધાંતોથી તે સત્ય છે ત્યારે મ્હારાં દેખતાં એ બન્ને શબ્દોનો શંભુ મેળો કરે ભાષાનું કચુંબર કરી એકની પાઘડી બીજાને માથે બેસાડવાની તજવીજ કરે. એ એક પ્રમાદ-મહાન પ્રમાદ છે (વાત કરતે કરતે ધુરી ચડવાથી વીંગ તરફ જોઇ) જા-જા મુર્ખ જા-શબ્દકોષ-શબ્દાર્થ સિંધુ-શબ્દ રત્નભંડાર અને અમર કોષના પાનાં ઉથલાવી જો એટલે તને જણાશે કે તું મોટો મુર્ખ છે-અને હું મોટો વિદ્ધવાન છું.

આણંદજી—(આગળ બોલતો અટકાવી) આપ જે કહો છો તે સોળ આના અને એક પાંસેરી છે. બસ તે મુર્ખમાં કંઇ પણ જ્ઞાન નથી (વીંગ તરફ) મુર્ખ ગધેડા શાસ્ત્રીજી શાસ્ત્ર વિશારદ વિતંડા-નંદ વિદ્યા રત્ન જેવા વિદ્ધવાન-મહાન વિદ્ધવાન-વિદ્દત શીરોમણી વિદ્ધત સમાજ શીરોભુષણની સ્હામે થતાં કાંઇ વીચાર કરતો નથી બસ હું નક્કી કહું છું કે ત્હારામાં અક્કલનો છાંટો પણ નથી (શાસ્ત્રીજીને) શાસ્ત્રી બાવા-જરા ધો એવા મુર્ખ ઉપર આપે વધારે ધ્યાન ન રાખવું જોઇયે એવા તો આપની ક્ષમાને પાત્ર છે.

વિતડાનંદ—ક્ષમસ્વ-ક્ષમસ્વ-ક્ષમસ્વ સત્ય છે. ક્ષમાં વીરસ્યભુષણમ્ જુઓને એ તો મને જરાક ક્રોધનો આર્વિભાવ થયો હતો પણ તે યોગ્ય હતો ન્યાય પુરઃસર હતો થવા સ્થાનેજ હતો.

આણંદજી—(સ્વગત) વળી ભમરીઓ વા ઉપડવાનો થયો કે શું (પ્રગટ) હશે ગઇ તીથી તો જોશી પણ ન વાંચે પણ હવે જરા કંઇ મારૂં તો સાંભળો.

વિતડાનંદ—બહુ સારૂ બોલો (આણંદજી બોલવા જાય છે ત્યાં અધવચથીજ અટકાવી) પણ શત્રુર-જરા શત્રુર-પહેલા આપ એ જણાવો કે તમે કઇ વાંણીથી પશ્ન કરશો.

આણંદજી—કઇ વાણીથી એટલે આ ગોખલા જેવા મોઢામાં રહેલા જોળાની સગથળી જેવી ચામળાની વાંણીથી કંઇ ભાડુતી થોડાજ લાવવાનો હતો. મારા પ્રશ્નો હું કંઇ ફોનોગ્રાફની ચુડીમાં કે ગ્રામોફોનની પ્લેટમાં ઉતારી લાવ્યો નથી

વિતડાનંદ—(હસીને) કહ્યું અજ્ઞાન હું તો એમ પુછું છું કે કંઇ વાણીથી એટલે કંઇ સરસ્વતીમાં, કઇ ગીરામાં, કઇ ભાશામાં. તમેજ પ્રશ્ન કરવાનાં છો. તે શું સંસ્કૃતમાં કરસો.

આણંદજી—નહીં.

વિતડાનંદ—સૌરશેનીમાં.

આણંદજી—નહીં.

વિતડાનંદ—પાલીમાં.

આણંદજી—નહીં.

વિતડાનંદ—દ્રવિડીમાં.

આણંદજી—નહીં.

વિતડાનંદ—માગધીમાં.

આણંદજી– નહીં.

વિતડાનંદ—સિંહલીમાં.

આણંદજી—નહી.

વિતડાનંદ—ત્યારે શું સૌરસેનીમાં.

આણંદજી—નહીં નહીં ને નહીં-ગુજરાતીમાં (૨) આ તહમારી શામે ઉભો ઉભો બોલું છું તે ગુજરાતીમાં.

વિતડાનંદ—(મોઢું મરડી ભવાં ચડાવી) શું ગુજરાતીમાં.

આણંદજી—હા. હા. મ્હારા માતૃ ભાષા ગુજરાતીમાં.

વિતડાનંદ—(આણંદજીની પીખડી પકડી તેને બીજી બાજુ ઉભો રાખે છે બસતો આ બાજુએ આવો કારણ કે આ તરફનો કાન માત્ર પ્રાચિન સરસ્વતી માટે છે એવી આધુનીક "સુસા" પૈંસાચાર જેવી ગુજરાતી ભાષા માટે આ તરફનો કાન છે.

આણંદજી—(સ્વગત) ત્યો ભાષા માટે પણ કાન ઉપર ત્રેડમાર્ક કરેલો જણાય છે તેથીજ ગામમાં વેદીઆ ઢોરને નામે ઓળખાય છે.

વિતડાનંદ—હવે ખુશીથી બોલો.

આણંદજી—જુઓને પંડીતજી મ્હારે એક કામમાં આપની સલાહ લેવી છે તેથીજ હું આપ પાસે આવ્યો છું.

વિતડાનંદ—(તેને બોલતો અટકાવી) જરા સબુર-જરા સબુર-આણંદજી શેઠ તહમારે આ બોલવાની પદ્ધતીમાં જરાક ફરક કરવાની જરૂર છે. આ સર્વ જગત મીથ્યા છે સ્વપ્ન પ્રમાણે માત્ર ભાસ સમાન છે. વેદાંતમાં કહેવામાં આવ્યું છે કે કોઇપણ વાત નિશ્ચય પુર્વક બોલવી નહીં કેમકે સર્વ સ દેહ મયજ છે તેથીજ કહું છું કે આ તમારા બોલવાની પદ્ધતીમાં ફરક કરવાની જરૂર છે "હું આવ્યો છું" એમ જે તમે કહો છો તેને બદલે એવું કહેવાની જરૂર છે કે હું આવ્યો છું એમ મને ભાશ થાય છે.

આણંદજી—એટલે અમુક ચીજ ખાશ હોવા છતાં અને તે નજરો નજર જોવા છતાં એમ બોલવું કે મને ભાશ થાય છે

વિતડાનંદ—હોવું કે ન હોવું જોવું કે ન જોવું–એમાં કાંઇ તાતપર્ય નથી યથા–મૃગજલ દેખાય છે છતાં હોતા નથી વાયુ હોય છે છતાં દેખાતો નથી,

આણુંદજી—એટલે શું હું હાથ, પગ. નાક, કાન, સાથે સાડા પાંચ ફીટનો માણુસ અહીં આવી તમારા સામે ઉભો છું અને ત્હમારા જોડે વાત કરૂં છું તે શું સાચું નથી.

વિતડાનંદ—એ ગહન વેદાંતનો વિષય છે. કે શંદેહ છે

આણુંદજી—ત્યારે શું હું અહીં આવ્યો નથી. અને તમે મારા જોડે વાત પણ કરતા નથી.

વિતડાનંદ—કેવું અજ્ઞાન, કેવુ અજ્ઞાન તેમ ખાત્રી પુર્વક કહી શકાય નહિં મ્હને એવો ભાશ થાય છે કે ત્હમે અહીં આવ્યા છો. અને મને એવો ભાશ થાય છે કે હું તમારી જોડે વાત કરૂં છું.

આણુંદજી—(કંટાળીને) પંડિતજી હવે એ તમારી મીથ્યાને ભાસની મશકરી મુકીદ્યો અને હું પુછું તેનોજ સીધે સીધો જવાબ દ્યો જુઓને મારો લગ્ન કરવા વીચાર છે.

વિતડાનંદ—હશે.

આણુંદજી—તેથીજ હું આપ પાસે આવ્યો છું.

વિતડાનંદ—એવો મહને ભાશ થાય છે.

આણુંદજી—હું જેની જોડે પરણુનાર છું તે સ્ત્રી જુવાન છે સ્વરૂપવાનછે.

વિતડાનંદ—શકય છે.

આણુંદજી—જો કે તેના બાપે કબુલ કર્યું છે.

વિતડાનંદ—અશકય નથી.

આણુંદજી—પણઆપને પુછવાનું તો એટલુંજ કે હું લગન કરૂ તેનુ પરીણામ શારૂ થશે કે ભુડું.

વિતડાનંદ—એમાંથી એક જરૂર થશે વેદાંતમાં કહ્યું છે કોઇ પણ વાત નિશ્ચય પુર્વક કહી શકાય નહી.

આણુંદજી—(સ્વગત) લ્યો આતો પેલા લોટ મગા શાસ્ત્રીના પણ માથાનો નીકળો (પ્રકટ) પંડીત જી, મારો પુછવાનો હેતુ એજ કે એ લગન સુખડાઇ નીવડશે કે.

વિતડાનંદ—બની શકે.

આણુંદજી—તેનું પરીણામ ખરાબ તો નહી આવે.

વિતડાનંદ—ન બનવા જેવું કાંઇ નથી.

આણુંદજી—મ્હારી જગ્યાએ તમે હોય તો શું કરો.

વિતડાનંદ—નિશ્ચયપુર્વક કહી શકાય નહિ.

આણુંદજી—ત્યારે હવે મારે લગન કરવા કે નહિ.

વિતડાનંદ— વ્યદભાવીન તદભાવી ભાવીચેન્ન તદન્ય થાભવતી.

આણુંદજી—(સ્વગત) ઉભો રહે બચ્ચા હમણાજ આ ત્હારૂં ભાવીને વેદાંત વેદાંત ભુલાવું છું (આસપાસ જોય છે ત્યાં એક લાકડીનો કકડો મળે છે તેથી વિતડાનંદને પીટે છે.)

વિતડાનંદ—અરે અરે અરે પણ આ શું કરે છે મ્હારા જેવા વિદ્વવાન મહાન વિદ્વવાનને આમ મારે છે.

આણુંદજી—(આગળ બોલતો અટકાવી) પંડીત મહાશય એ તો હું તમારી શલાહની ફી આપું છું પણ જરા સબુર જરા સબુર આ ત્હમારી બોલવાની પદ્ધતીમાં જરા ફરક કરવાની જરૂર છે તમે કહ્યું કે મારે છે પણ વેદાંતમાં કહ્યું છે કે કોઇ પણ વાત નિશ્ચય પુર્વક ન બોલવી એટલે ત્હમારે એમ કહેવાની જરૂર છે કે તું મને મારે છે એવો મને ભાશ થાય છે.

વિતડાનંદ—(ફરી મારતાં) અરે અરે અરે પીઠ પાટીને ઢોકળાં જેવી કરી નાખીને.

આણુંદજી—બની શકે. [વળી મારે છે]

વિતડાનંદ—(પીઠ બતાવી) દેખતો નથી આંધળો છે ?

આણુંદજી—(મારીને) ન બનવા યોગ્ય કાંઇ નથી.

વિતડાનંદ—જો તારા મારવાથી (પીઠ બતાવી) આ શળ ઉઠયા છે.

આણુંદજી—(મારીને) શકય છે.

વિતડાનંદ—હું પોલીશ ચોકી ઉપર જઇ ફરીયાદ કરીશ.

આણુંદજી—(મારીને) અશકય નથી.

વિતડાનંદ—હું તને પોલીશમાં પકડાવી કોરટમાં ઉભો કરીશ.

આણુંદજી—નિશ્ચય પુર્વક કહી શકાય નહી.

વિતડાનંદ—ત્યાં તને શજા થશે તને ચાંચડ મારવા તથા પથ્થર ભાંગવા-વગર ભાડાની કોટડીમાં મોકલવામાં આવશે.

આણુંદજી— યદભાવી ન તદભાવી ભાવીચેન્ન-તદંયથા ભવતી.

વીતડાનંદ—મુર્ખ ગધેડા બે અકલ જા—જા તું પેલા આધિ અને વ્યાધિનો શંભુ મેળો કરનાર મુર્ખ કરતાં પણ વધારે મુર્ખ છે વધારે ગધેડો છે તદન બે અક્કલ છે અને હું વિધ્વવાન મહાન વિદ્વવાન વિદ્વત સમાજ સીરોભુષણ પંડીત શાસ્ત્રી વેદાંતીશ વિતડાનંદ વિધા રત્ન છું (બડબડ કરતો ચાલી જાય છે.)

આણુંદજી—લાકડીના આટલા પાટા ખાધા તો પણ સીધો જવાબ ન આપ્યો તે નજ આપ્યો મુર્ખ કયાંયનો શ્લોકનું તાતપર્ય અથવા તો તે લખનારના મુળ ભાવને જાણ્યા વીના માત્ર અક્ષરોને વળગી રહી અર્થનો અનર્થ કરી આવા પોપટ પાઠી મુર્ખાઓ એજ શાસ્ત્રી અને પંડિતના નામને વાયડું કરી વેદીયા ઢોરની ઉપમાં અપાવી છે અને બાંડા ગામમાં બે તેરશ જમાવી છે.

(જાય છે.)

## અંક પહેલો—પ્રવેશ સાતમો.



### સ્થળ—ખીમજીના ઘરનું દીવાનખાનું.

[ખુશાલ અને લાલાં સાથેજ પડદો ઉપડે છે ખુશાલ ઉભો છે લાલાં ગાય છે.]

લાલાં— ઢીંગલા ઢીંગલીને જેમ વરાવે વહુવર બનાવે
બચ્ચાં રમતાં ખોટા પરણાવે—
માબાપો લગન તેમ ઠરાવ ઓઠાં ભળાવે
લગની વીના લગન કયમ કહાવે
હાથતો મેળાવ્યા પણ ત્યાં દિલનો મેલાપ કયાં છે
અગ્ની પ્રકટાવ્યો ઘી થી હૃદયસ્નેહ તાપ કયાં છે
ફેરા ફોગટના છો ફેરાવે ટાંગા થકાવે
દિલની ચોરી ચોરી બતલાવે.

ખુશાલ—મે મ્હારાથી જેટલા સમજાવાય તેટલા બાપાને સમજાવ્યા પણ તેઓ તો એકના બેજ થતા નથી.

લાલાં—ત્યારે હવે શું કરવું, શું આણંદજી જોડે પરણી જીવતાજ મરવું?

ખુશાલ—હું એમ ધારૂં છું કે શરમને કોરે મુકી તું પણ બાપા પાસે એકવાર ત્હારો ખુલાશો કરી નાખ.

લાલાં—અને કદાચ એમાં ન ફાવ્યા તો.

ખુશાલ—તારે ખાતર ગમે તે સાહશ કરવું પડશે તે કરીશ પણ એ મસાણીયાં મુડદા સાથે તો તારા લગ્ન થવા નહીજ દઇશ. હજુ એકવાર તું સમજાવી જો, પછી જો પિતા પોતાનો ધર્મ નહી જાણે તો આપણે તેની આજ્ઞાનું ઉલઘંન કરવાથી ગુનેહગાર નથી, પ્રભુના ઘરના સજાવાર નથી.

લાલાં—પણ આપણે શું કરીશું.

ખુશાલ—મોનજી સોલીસીટરને અને એ આખરિયાને મીત્રતા છે તેઓને મળી આ લગ્ન તોડી પાડવાની યુકિત કરીશ અને તેમાં એ ન ફાવ્યા તો તારે ખાતર ગમે તે સાહશ કરીશ.

લાલાં—પ્રભુ ત્હારૂં કલ્યાણ કરે ભાઇ.

ખુશાલ—જો શ્હામેથી બાપા આવે છે માટે તું પણ તેને કહીજે હજુ એક વખત કિસમત અજમાવી જો.

ખીમજી—કોણ દીકરી લાલાં તુ અહીજ છે કે આ તારે માટે,

ખુશાલ—હા-હા બહેન અહીજ છે અને તે આ લગન વિશે તમારી જોડે કઇ વાત કરવા માંગે છે.

લાલાં—બાપુ.

ખીમજી—(સ્વગત) ખુશાલીએ અહી પણ શળગાવી લાગે છે માટે વાત ઉડાવવાની જરૂર છે (પ્રગટ) ગાંડી રે ગાંડી ત્હારૂ સુખ જોવું

એ તો હમારી પહેલી ફરજ છે અને તે પ્રમાણે તને સુખી કરવા માટેજ મેં આ આણંદજી શેઠ જોડે હારા વીવાહ કરવાનું નક્કી કર્યું છે.

લાલાં—(નીચું જોઇ શરમાતે શરમાતે) અને તમે એમ માનો છો કે હું સુખી થઇશ.

ખીમજી—છોકરી ઘેર રડતી ન આવે એ માબાપોએ પહેલા જોવું જોઇયે.

લાલાં—(નીચું જોઇ) બાપુ એક પુત્રી પિતાને શું કહી શકે પણ શું હમે એમ કેવા માગો છો કે આ આખરિયા સાથે લગન કરી મ્હારૂં મોહાડું હસતુ રહેશે.

ખીમજી—હમારે જોવું જોઇયે તે તો બધુંએ હમે જોયું છે.

ખુશાલ—હા બાપાએ પોતે જે જોવુ જોઇએ તે તો બધુંએ જોયું છે એટલે કે પોતાનું હરામનું હોજરૂ ભર્યું છે.

ખીમજી—ચુપ હરામખોર આ મારી ગરીબ ગાય જેવી છોકરીને પણ બગાડનારો તુંજ છે.

ખુશાલ—અને તે ગાયની ગરદનપર છુરી મુકનારા તે તમે છો—પોતાનું હોજરૂં ભરવા તેના અવતારની ધુડધાણી કરનારા તે તમે છો.

ખીમજી—મુંગો મર 'માળા કુંભાર કરતાં ગધેડા ડાહ્યાં' (લાલાને પટાવીને) જો દીકરી લાલુ તું તો મ્હારી ડાહી દીકરી છે અને ગધેડાને શું ખબર પડે એને હજી સંસારનો વા વાયો નથી એટલે એ શુ જાણે કે દુન્યામાં શાની જરૂર છે સંસારમાં કેમ રહેવાય છે તુ તો શાણી છે જોને તહારા સુખ માટે તો મે એ ઘર જોયું છે કે જ્યાં—સાસુનું સાલ નહી, નણંદની ટોક નહી, જેઠનો જુલમ નહી, દેરનો દોર નહી, બસ તું એકલીજ ઘરની રાણી. વળી લુગડાં લતા ઘરેણાગાંઠા જે મનની હોંશ હોય તે દરેક પુરી પડે

લાલાં—બાપુ બાપુ આપે મને વિધાના વસ્ત્ર અને જ્ઞાનનાં ઘરેણા પહેરાવ્યા છે તો પછી મારે તે ભૌતિક ઘરેણાંની જરાપણુ જરૂર નથી.

ખીમજી—ગાંડી છે ગાંડી. આ દુન્યાજ દમડાની છે. એ પાસે હોય તો પાંચ જણા પુછતાં આવે. આણંદજી શેઠને પરણવાથી તું શેઠાણી થઇશ સહુ તહારા પગ પુજતા આવશે. બા, બા, કરી બોલાવશે તહારા મોમાંથી અરધો બોલ પડયો કે આખું કામ બજાવશે વળી ગાડી ઘોડા, વાડી બંગલા, કોઇના બાપની દરકાર તો નહીં અને પેહલો કૃષ્ણાલાલ ભુખડી બારસ.

ખુશાલ—ગમે તેવો પણ તે ભણેલો ગણેલો અને વિદ્વાન છે. જો મ્હારો મત પુછો તો લાલાં બહેન માટે એજ જોડું યોગ્ય છે.

ખીમજી—(ચાળા પાડીને) 'વિદ્વાન છે' તે શું વિદ્યાના બટકાં ભરાય છે. અરે વિદ્યાવાળા તો ગામમાં ઢે ઢે પીટાય છે. કંઇક બ્રીફલેસિયા બારિસ્ટરો હાઇ કોર્ટના ઓરડામાં અમથાજ આંટા ખાય છે ડાકટરો માખ મારતા ખુરસી તોડતા જણાય છે વકીલો વંટોળાએ

ચઢી હવા ખાય છે ગધેડા એટલું પણ નથી સમજતો કે કાલ સવારના તે મરી જાય તો મારી લાલાં શું ખાય.

ખુશાલ—વાહ-વાહ-જવાબ તો બહુ સારો શોધી કાઢ્યો કે એ જુવાન જોધ જેવો મરવાજ આ દુન્યામાં આવ્યો છે અને આ ત્હમારા ઘરડા ધુવડે અમર પટો લખાવ્યો છે. પરણાવવા પહેલાંજ પુત્રીના રંડાવવાના વીચાર, પુત્રી ઉપરના સ્નેહનો એ પણ અજબ ચમત્કાર!

ખીમજી—મુંગો મર મુંગો ડહાપણનાં ભંડાર.

લાલાં—બાપુ પણ ત્યારે મ્હને પરણાવો નહી તો શું જેટલા જન્મ્યા છે તે તો બધાજ મરવાના છે. આ દુન્યામાં જે કોઇ આવ્યા છે તે સહુ કોઇ કુચ કરવાના છે માટે આપની તથા પ્રભુની સેવા કરી મીરાં માફક અખંડ બ્રહમચર્ય રાખી જીવન ગુજારવું એ શુ ખોટું છે.

ખુશાલ—આ ઘરડા ધુવડ સાથે પરણી અવતાર બોળવા કરતાં એ વધારે ઉત્તમ છે.

ખીમજી—બસ આજ તમે બન્નેએ સાથે મળીં મને કંટાળોજ આપવો ધાર્યો છે તો હું તમને સાફ કહી દઉં છું કે મેં જે કાંઇ વચન આપ્યું છે તેમાંથી હું કદી ફરવાનો નથી, તમારૂં કહ્યું કદી કરવાનો નથી.

ખુશાલ—થોડામાં એટલુંજ કહી દયો ને કે માહરો સ્વાર્થ કદી વીસરવાનો નથી.

ખીમજી—બાપ જોડે આ વરતાવ ?

ખુશાલ—તેની ભુલ સુધારવા માટે.

ખીમજી—શીક્ષણ આપ્યું તેનો આ બદલો ?

ખુશાલ—બ્હેનને ઉગારવા માટે.

ખીમજી—તું નાદાન છે. દુન્યાને જાણતો નથી.

ખુશાલ—ધર્મ સચવાતો હોય તો દુન્યાને હું માનતો નથી.

ખીમજી—યાદ રાખ આ ત્હારી જીભ તને ખુવાર અને હેરાન કરશે.

ખુશાલ તો તહમે પણ યાદ રાખો કે ત્હમારો આ સ્વાર્થ આ અને પેલી બન્ને દુન્યામાં બદનામ કરશે.

ખીમજી—તું ગમે તે કહે પણ મ્હારા ઠરાવથી હું કદી નહી ફરીશ.

ખુશાલ—એમ તો તમે ગમે તેમ ધારો પણ હું તો મારૂં ધાર્યું કરીશ.

ખીમજી—હું પણ જોઉં છું કે તું ત્હારૂં ધાર્યું કેમ કરે છે.

ખુશાલ—અને હું પણ જોઉં કે આખરિયો લાલાં ને કેમ વરે છે.

ખીમજી—એ બન્નેજ વરસે અને તું ત્હારી આંખથી જોશે.

ખુશાલ—લાલાં અને કૃષ્ણલાલજ વરશે અને આખરિયો પોક મુકી રોશે.

લાલાં—બાપું બાપુ, ભાઇનો તો સ્વભાવજ આકરો છે આપ એનાં બોલવા સ્હામે ન જોતાં મ્હારા સ્હામે જુઓ, દયા કરો! દયા કરો!

(ગાયન.)

ભણાવી ગણાવી સંસ્કારી બનાવી
હવે છુરી મુકો ન ગળે તાત,
મનડું મુંઝાય પણ ન શરમે બોલાય મુખે
તાત પાસ અજુગતી એ વાત.
દીકરીને ગાય તેતો દોરે ત્યાં દોરાએ,
સોંપે નિજ કાય પુત્રી પરવશ પરઇચ્છાએ.
પણ અંતર ભડકા જીવન સુધી ન હોલાએ,
મનડું નાં માને ત્યાં કેમ શરીર સોંપાએ.
જીવને ન મારી કરો તાત દેહ ઘાત.

# અંક બીજો.

-~:o:~-

## સ્થળ—મોનજી સોલીસીટરનું ઘર.

મોનજી— પ્રથમ મોનીટર બન્યા ને પછીથી માસ્તર બન્યા
કોઈ તો ડૉક્ટર બન્યા ને કોઈ બારીસ્ટર બન્યા
પ્રોપ્રાઇટર ડાઇરેક્ટર ઓડીટર પ્રીન્ટર બન્યા
અમે સોલીસ્ટર બન્યા જે કોઇ બન્યા ટરટર બન્યા
કામે મોળાં વાતે પોળાં આજ છે ઘર ઘર મહી
હીન્દનું જે જાય છે તે જાય છે ટરટર મહી.

("ખુશાલને આવતો જોઈ") ઓહો કોણ ખુશાલ કે, કેમ, આજે કંઇ તારે અહીં આવવું પડયું ?

ખુશાલ—આપને જરાએક વીનતી કરવાની છે તમને ખબર તો પડીજ હશે કે તમારા મીત્ર પેલા આખરીયા શેઠ લગન કરવાના છે.

મોનજી—હા તે તેનું શું?

ખુશાલ—મારી એવી ઇચ્છા છે કે તે લગન બંધ રહેતો સારૂં.

મોનજી—પણ તારા બાપાએ તો કબુલ કર્યું છે ને ?

ખુશાલ—હા–પરંતુ હું અને મારા બહેન તેમાં સમત નથી માટે મારી આપને અરજી એવી છે કે તમારે શેઠને સમજાવવા અને એ કામથી અટકાવવા.

મોનજી—મારે તે બાબતમાં આખરીઆ જોડે વાત થઇ ગઇ છે અને હું ધારૂં છું કે તેને સમજાવવા જવું એ પથર ઉપર પાણી, ભેંસ આગળ ભાગવત ગાવા જેવુંજ છે.

ખુશાલ—મેં નિશ્ચય કર્યો છે કે તે નહી માને તો હું તેનું ખુન કરીશ. પણ આ લગન તો નહીંજ થવા દઇશ એ બુઢ્ઢાના લગન ચીતાબાઈ જોડે થાશે અને તેના લગનમાં મંગળ ગીતને બદલે મરસીયાજ ગવાશે દરેક સ્ત્રીઓ રાગડા તાણીને ગાશે કે.

## ગાયન.

આગળ કાપ્યાને પાછળ મોર્યા
વચમાં ઘરડા વરની લોથું રે ઘોડી આઠ પગારી
ચાર ચાર આખરીયા વરને ખાંધો દઇ ચાલેને
પાંચમો રે લેશે હાથે તોલડી
પાછળ જાનડીઓ ગીતો ગાશે સુરમાં
હાય લાડડાં * * * હાય.
વરને હાથે મીંઢળને મરડાં સીંગી
હાંરે વરને વળી ઓ જોશે રે ઢીંગી ઢીંગી
હારે વરને ખપાટીયા જોશે દશબાર
હાંરે વરને બાંધવા સીંદળી શેર ચાર
ચાર ચાર આખરીયા વરને ખાંધો દઇ ચાલેને
પાંચમો, રે લેશે હાથે તોલડી................

મોનજી—જોજે અલ્યા, કયાંક એવી મુરખાઇ ન કરતો અને ફાંસીને લાકડે ન લટકી જતો.

ખુશાલ—ફાંસી એમાં ફાંસી શાની. ઘણી નોવેલ અને નાટકમાં તેવા ખુન થતા બતાવે છે અને કેસ ચાલે છે ત્યારે ન્યાયધીસ તે ખુનીને શાબાસીના શબ્દો સંભળાવે છે. કોઇ કોઇ વળી ફાંસીની સજા કરાવે છે તો તરત ભગવાન મદદ કરી તેની ફાંસીની દોરી તોડી નાખે છે અને તે ખુનીને બચાવે છે.

મોનજી—એ બીનજવાબદાર અને ઉંઠા સુધી કાયદા જાણુનાર નવલ કથાકાર અને નાટક લખનાર તો બીનહથીયાર પાસે સેંકડોને અપાવી શકે છે પણ હાર પણ તું એવી મુર્ખાઇ કરી ન થતો ગુને-હગાર. યાદ રાખજે કે ઇરાદાપુર્વક ખુન પછી તે ગમે તે ઉદેસથી કરવામાં આવ્યું હોય તોપણ ખુનને બદલે તો ફાંસીજ છે. હા જો કદાચ દયાળુ ન્યાય દેવતાની દયાનો લાભ મળી જાય તો ફાંસીને બદલે જન્મદેશનીકાળની સજાથીજ છુટકો થાય, અને તેમજ પેલી દુન્યામાં તેને સ્વર્ગ આપે તો ભલે પણ એમ ન માનતો કે કળજુગમાં મુંગા મંત્ર થઇ ગયેલા ભગવાન એ વાર્તા-વાલા ને નાટકવાળાની સીફારસથી તારી ફાંસીની દોરી તોડી જાય.

ખુશાલ—ત્યારે હવે કંઇ ઉપાય.

મોનજી—હા જો આણંદજી મોઢે બળા કીયો પણ દીલથી બહુ બીકણ છે માટે કોઇ યુકિતથી તેને ગભરાવ અને તેને મોઢેજ ના પડાવ.

ખુશાલ—કદાચ તેમાં ન ફાવ્યોતો.

મોનજી—તુજ કહે છેને કે લાલાં તેને ચાહતી નથી તો તેને ભગાડી જઇને જેને ચાહતી હોય તેની જોડે હાથ મેળાવ. એક વખત લગન થઇ ગયા એટલે (હિન્દુ લો) પ્રમાણે તે પરણેલાના બીજી વખત લગન નહિ થાશે અને આખરીઓ હાથ ચોળતો રહી જાશે.

ખુસાલ—તેમાં તો કંઇ અડચણુ નહી આવે ને ?

મોનજી—કદાચ તેઓ કૃષ્ણલાલપર બાઈ ગેમીનો ચારજ લાવે પણ તે વખતે લાલાંની જબાની તેને નીર્દોષ ઠરાવશે ને તુ લાલાંનાં વાલી તરીકે સાક્ષીમાં આવજે. વેસવાળ એ સાટામાં ઉડી જાશે ને તેઓ ફજેત થાશે.

ખુસાલ—ત્યારે તો એજ નિશ્ચય લ્યોવ સાહેબજી. (જાય છે.)

## અંક બીજો.



### સાવધાન.

આણંદજી—કહેવત ખોટી નથી કે ઝાઝા ખલાસીઓ વહાણુ બોરે માટે હવે બીજા કોઇની પણ સલાહ લેવાની જરૂર નથી જેને જેને પુછવા જાઉં છું તે પોતાનીજ ડફલી બજાવે છે ને પોતપોતાના રાગમાં પોત પોતાનુંજ તાન લગાવે છે. બસ હવે તો એજ નિશ્ચય કે મન કહે તે ખરૂં, એ રંગીલી રસીલી ને વરૂં, આ વાઢાપણુંપર હરૂં અને ગૃહસ્થમાં નામ ધરૂં.

ખુશાલ—કોણ આખરીયા શેઠ ?

આણંદજી—ઓ હોહોહોહો આવો આવો કોણ ખુશાલ ભાઇ આવો.

> સાસુ તીરથ, સસરા તીરથ, તીરથ સાલા સાલી
> માબાપતો પડે છપરેપર બડી તીરથ ઘરવાલી
> સુનો સુનો સાધુજી, કહે કબીર ભજ માવોજી

ખુશાલ—જી હા, હું તમને તીરથમાંજ નવરાવવા આવ્યો છું, તમારૂં આમંત્રણ ભલે પધાર્યાં વેલ કમ કરવા આવ્યો છું.

આણુંદજી—બરાબર છે-આપ મારા સાલા ઉર્ફે મારી વહુના ભાઇ કે જે દુન્યામાં સઉથી પાસેની છે સગાઇ તે મારૂં આમંત્રણ કરો તેમાં શું છે નવાઇ-અરે અંગ્રેજીમાંતો સાલો એટલે કહેવાય છે બ્રધર ઇન-લૉ કાયદાસરનો ભાઇ.

ખુશાલ—ઓહો તો જુઓને શેઠ મારો એવો વીચાર છે કે એ લગન જેમ જલદી થઇ જાય તેમ સારા.

આણંદજી—ઉત્તમ, અતી ઉત્તમ, ઉતમથી પણ ઉત્તમ દુનીઆમાં કાંઇ નહી તેવું ઉત્તમ કહ્યું છે કે:—

> કાલ કરેશો આજ કરી લે, આજ કરેશો અબ
> અંતકાલ પસતાયગો તેરો શરીર છુટેગો જબ
> સુનો સુનો સાધુજી કહે કબીર ભજ માધોજી.

ખુશાલ—બસ તો તૈયાર હોશીયાર.

આણુંદજી—આપણે કયાં છે વાર, આવ્યો ઘોડો ને થાઉ અસ્વાર.

ખુશાલ—શેઠ એમાં નથી ઘોડાની દરકાર (પીસ્તોલ કાઢે છે) આ રહ્યો ઘોડો મારા હાથમાં ચઢે છે માટે તમે થઇ જાવ ટટાર.

આણંદજી—હેં ? ? એ તો રીવોલ્વર દેખાય છે.

ખુશાલ—જી હા, તેનીજ સાથે તમારા લગ્ન થાય છે. ચાલો પોખાવા તૈયાર થાવ, સમય વર તે સાવધાન ભણાય છે.

વર વૃદ્ધ તો રહામે છે કન્યા આ રીવોલ્વરની કમાન પોખવા
તૈયાર પોંચો સમય વરતે સાવધાન (ખાલી બ્હાર કરે છે.)

આણંદજી—મોકાણુ અરે પણુ આ કઇ જાતના લગન મારા મહેરબાન.

ખુશાલ—એ જાતના કે ચાર થાંભલીના માંડવામાં પધારો એટલે આ ખપણીયો ખપણુ જમાવશે, લાલબાઇ પોતાની મેળે આવશે અને તમને સલગાવી વર બનાવશે ચાલો ઝલદી કરો.

છે હાથી વારાનો સમય દેવાય છે કન્યાનું દાન
વર "પ્રતિ ગ્રથામી" બોલો, સમય વરતે સાવધાન.

આણંદજી—હવે સાવધાન સાવધાન શાનો કરી રહ્યો છે હું તો થતો ચાલ્યો બેભાન. તરફડવા માંડયા પ્રાણુ, જાનૈયાને બદલે જાન લઇયાનો સામાન અને મોઢેથી બોલે છે સાવધાન સાવધાન.

ખુશાલ—બસ એક પણુ બોલ નહી જોઇએ માહેરૂં પુરૂં થયું હવે ચોરીમાં ચાલો સંભાલવો હોય તેટલો સામન સંભાલો અને પછી કુચના ડંકા સાથે તમારી સ્વારી આ દુન્યાથી ઉપાડો.

આણંદજી—અરે પણુ તું આમ કેમ કરે છે.

ખુશાલ—ચુપ–આ તમારી કન્યા મંગળ ફેરા ફરે છે. લ્યો ગોળીબાઇ તમને વરે છે.

હોય જોડું યોગ્ય તો છે ચાર ફેરાનું પ્રમાણુ
પણુ કજોડાના કહ્યાં ત્રણુ, એક, બે, ત્રણુ, સાવધાન

આણંદજી—હવે એ તારૂં સાવધાન સાવધાન ખીસામાં મુકી દેને મારા મહેરબાન નહી તો સાસરાની વર પેરામણી પેરા વીનાજ નીકળી જાશે મારો જાન ! !

ખુશાલ—પહેરામણી હેરામણી ?

છે આ ગરીબ સાસરૂં પહેરામણીમાં ફુલપાન
પાઘડી ઝામો પીછોડી એક બે ત્રણુ સાવધાન.

આણંદજી—અરે પણુ મારી મંડાઇ જાશે ને મોકાણુ.

ખુશાલ—એમાં અડચણુ શું છે હું પોકારીશ રામ બોલો ભાઇ રામ.

આણંદજી—દોસ્ત તું મારો શેઠ ને હું તારો ગુલામ પણુ છોડી દે સાવધાન અને બચાવ મારો જાન.

ખુશાલ—તો લાલબાઇ સાથે લગ્ન કરવાનું મુકી દો નામ.

આણંદજી—એતો એતો એતો.

ખુશાલ—ત્યારે સાવધાન.

આણંદજી—કબુલ કબુલ કબુલ બાવા જાન.

ખુશાલ—હા પણુ જો સામેથી મારો બાપજ આવતો જણુાયછે માટે સાવધાન.

આણંદજી—ત્યારે શું એની જોડે કરૂં છુટા છેડાની વાત.

ખુશાલ—નહી તો તૈયાર છે આંહી સાવધાન ડોસા અને લાત
મુજતાતથી જો વાત કરતા ફરી જરીએ જબાન.
તો અહીં તૈયાર છે આ એક બે ત્રણ સાવધાન

આણંદજી—નહીં નહી નહી ભુલુ મારા મેહરબાન પણ એ ખીસામાં ઘાલ તારૂં સાવધાન.

ખીમજી— ઓહો કોણ આણંદજી શેઠકે, આવી પહોંચ્યા હું તમારીજ વાટ જોતો હતો.

આણંદજી—બહુજ બુરૂં.

ખુસાલ—(કાનમાં ધીરે ધીરે). સાવધાન.

આણંદજી—પણ સાંભળનો ખરો ઉઘાડીને કાન કે બસ સાવધાન સાવધાન, સાવધાન.

ખીમજી— અલ્યા ખુશાલ શેઠના કાન શું કરડે છે?

આણંદજી—કાંઇ નહી એતો.

ખુશાલ—એતો જુઓને બાપા શેઠ લગન કરવાની ના પાડતા હતા એટલે હું જરા શેઠને સમજાવતો હતો કેમ ખરૂં ને શેઠ.

આણંદજી—હાજી મારો હવે લગન કરવાનો બીલકુલ વીચાર નથી.

ખીમજી—કેમ ત્યારે શું બધું તૈયાર થયા પછી અમારી છોકરીપર ગાળ બેસાડવી છે ગામમાં હો હા થઇ ગયા પછી અમારૂં નાક કપાવવું છે.

આણંદજી—હું તો તારૂં નાક સંભાળુ કે મારૂં માથું.

ખુશાલ—સાવધાન નહી તો આંહી ખીસામાં તૈયાર છે યમપુરીનું ભાથું

ખીમજી—અલ્યા ખુશાલ આમ આવ જોઉં તું ઘડીએ ઘડીએ ખીસામાં શું હાથ ઘાલ્યા કરે છે અને શેઠ ત્યાં આગળ શું જોયા કરે છે.

ખુશાલ—કાંઇ નહિ લ્યો આવ્યો શું કહો છો.

ખીમજી—("ખુશાલના ખીસામાંથી રીવોલ્વર કાઢે છે અને જુવો છે.")

આણંદજી—"ગભરાઈને હાં હાં એમની રાખજે એમની રાખજે જોજે ફુટે નહિ કે તેમાંથી ગોળી છુટે નહી.

ખીમજી—ગોળી શાની ગોળી અરે આતો બચ્ચાને રમવાની દીવાળી પર લીધેલી ટોટીની પીસ્તોલ છે.

આણંદજી—હાસ ત્યારે હું માણુ જીવતો બચ્યો.

એ રમકડાએ રમતમાં ખેંચી લીધા જીવ પ્રાણ.
ફસ ફુટી ખોટું કહી એક બે ત્રણ સાવધાન
ધ્યાન પીસ્તોલે હરી કીધા મુને તેને બેભાન.
યાદ છે બસ એકજ રહ્યું એક બે ત્રણ સાવધાન.

ખીમજી—ત્યારે હવે શું જવાબ આપો છો.

આણંદજી—લગનપર તૈયાર છું, કહો તે કરૂં સર્વે સામન
આવી જો સામે ઉભે નહિ; આ એક બે ત્રણ—સાવધાન.

# અંક બીજો—પ્રવેશ ત્રીજો.



## ગુપ્ત મંડળ.

### ગાયન.

લાલાં— દીલડાનાં દર્દો દિલડા મહીંજ શમાવીએ
બે દર્દીની પાસ બોલી લાજશે ગુમાવીએ—દીલડા.
કોઇની આગળ જઈ કહેતા દુઃખડા તે નથી લઈ લેતા
પણ ગાંડામાં ગણી લેતા, દુઃખતાપર ડહામ દેતા
ફોગટ ચૌટે ચૌટે ચર્ચાવીએ બે દરદી.

ગાલે તમાચો મારી મોઢું લાલ રાખવું—અંતરમાં ભડકા બળે ને મોઢું ખુશાલ રાખવું. કોઇને કહેવા જઇએ તો ગાંડામાં ગણી કાઢે, મનમાં સમાવીએ તો આંતરડાં વાઢે. આવી જીંદગીમાં જીવવું એ જીવતાં મોત જેવુંજ છે. પુત્રી પરવશ અને પરવશતા સાથે દુઃખ સહેવુંજ છે.

કૃષ્ણલાલ—મીસ લાલાં હું તમને મારા ગૃહની ગૃહદેવી બનાવી શકું, હૃદયની અધીષ્ઠામી બનાવી શકું છું, પરંતુ પૈસા આપી ગુલામડી તરીકે ખરીદી શકતો નથી.

લાલાં—હાં અને તેથીજ આ ગુલામડી તરીકે વેચાવા સરજાયેલી લાલાં તમને મળી શકે તેમ નથી. લોભથી આંધળા બનેલાં મારા પીતા ગમે તેટલું સમજાવ્યા છતાં એક પૈસા સિવાય બીજું કંઇ જોઇ શકતા નથી અને સ્વાર્થ સીવાય બીજું કંઈ માની શકતા નથી.

કૃષ્ણલાલ—અને તો પછી મ્હારા હૃદયમાં સ્થાપેલી મ્હારી પ્રિય મુર્તિને હૃદયમાંજ છુપાવી રાખી તેની છુપી પુજા કરતાં અખંડ બ્રહ્મચર્ય પાળવું એજ રસ્તો મ્હારે માટે રહ્યો છે.

લાલાં—શું તમે મારે ખાતર ત્હમારા જીવનની પાયમાલી કરશો.

કૃષ્ણલાલ—લાલાં લાલાં હૃદય એક ઠેકાણેજ આપી શકાય છે, એક સાથેજ જોડાય છે, તુંજ પેલું ગીત ગાતી હતી તે આજે કેમ ભુલી જાય છે કે "મનડું તો જયાં લાગ્યું ત્યાં લાગ્યું."

લાલાં—ખરૂંજ છે.

મનડું તો જયા લાગ્યું ત્યાં લાગ્યુ
અપાએ નહી આપ્યું લેવાએ નહી માંગ્યું.
સાખી—મનખ્યું મન માને નહી, પ્રેમ પઢયો ન પઢાય
સ્વયંભૂનો અવતાર એ સ્વયંમજ પેદા થાય
એ રામબાણ વાગ્યું તે વાગ્યું
પ્રભુનું નૂર જાગ્યું—

ખુશાલ—વાર ખાલી ગયો, જાળમાં ઉંદર સપડાયો પણ છીદ્ર વાટે છટકી ગયો, કીનારે આવેલો તરાપો ખાડીમાં ડુબી ગયો.

લાલાં—કેમ, કેમ, શું છે ભાઇ?

ખુશાલ—મોનજીની સલાહ પ્રમાણે મ્હીકણુ ધરડા ઉંદરને જાળમાં સપડાવ્યો, ગભરાવ્યો, ફફડાવ્યો, આપણી મરજી પ્રમાણે તેને મોઢેજ છુટા છેડાનો બોલપણુ બોલાવ્યો પરંતુ એટલામાં બાપા આવ્યા એટલે પીરતોલની પોલ ફુટી ગઇ, અને જાળમાં સપડાયેલી તે ધરડી ઘુંસ જાળમાંથી છુટી ગઇ બાંધેલી યુકિતની ઇમારત તુટી ગઈ.

લાલાં—ત્યારે હવે કેમ થશે ?

ખુશાલ—થવાનું શું હતું, મેં જે પ્રતિજ્ઞા કરી છે તે તો હું જરૂર પાળીશ. નવી યુકિત શોધી કાઢીશ, તને ઉગારીશ અને એ આખરીયાની આશાને જડ મુખથી ઉખેડીશ.

દેવી—પણ આ મનમાં પરણુવાનું અને મનમાંજ રાંડવાનું શું ચાલે છે તે કંઇક મને તો કહો. જો મને કોઇ યુકિત સુઝે તો હું પોતે બતાવું. મારાથીજ જો તમારૂં કામ થતુ હોય તો મારો જાન આપીને પણુ તમને બચાવું.

ખુશાલ—દેવી, દેવી, તું શું લાલાં બહેનનાં ભલામાં રાજી નથી.

દેવી—લાલાં બ્હેનનું ભલું, લાલાં બ્હેનના ભલા માટે મારા પ્રાણુ જોઇતા હોય તો પ્રાણુ આપું.

ખુશાલ—ત્યારે સાંભળ લાલાં બહેનનાં લગન બાપા આખરીયા જોડે કરવા માંગે છે એ તો તે સાંભળ્યું હશે મેં સમજાવ્યા બ્હેને સમજાવ્યાં છતાં માનતાં નથી. લોભમાં આંધળાં થઇ પોતાનો ધર્મ જાણુતા નથી તો હવે એવી કોઇ યુકિત કાઢવી જોઇએ કે લગ્ન તુટી જાય.

દેવી--એટલુંજને? કરીએ એનો પણુ ઉપાય.

ખુશાલ—પણુ હવે આપણા હાથમાં વાત નથી. અમે બન્ને વિરૂદ્ધ છીએ એમ બાપા જાણી ગયા છે એટલે ધડીયા લગન કરવાને તૈયાર થયા છે, તે હું હમણાજ જોઇનેજ આવ્યો છું, કે આખરીયા સાથે તેઓ ગોરને ઘેર સહુથી પાસેનું વિવાહનું મુહૂર્ત જોવરાવવા ગયા છે.

દેવી—ભલે જોવરાવે.

ખુશાલ—અરે તે પહેલાં તો આપણે આપણી યુકિત ચલાવવી જોઇએ તેની બાજી ધુળમાં મેળવવી જોઇએ.

દેવી—થવાનું હશે તે બધું થશે જેને જે યોગ્ય હશે તે મલી રહેશે.

લાલાં—પરંતુ તે કયારે દેવી ? દેવી તે પહેલા તો મારો જીવ નીકળી જાશે.

દેવી—જીવ નીકળી જાય તમારા દુશમનનો સાંભળો હવે યુકિત કહું.

ખુશાલ—બોલ જોઉં.

દેવી—હા હા આખરીયા સાથે.

લાલાં—આખરીયા સાથે ?

દેવી—પુરૂં તો સાંભળી લ્યોવ આખરીયા સાથે લાલાંના લગ્ન થશે પણુ તે મુછાળી લાલાંના.

ખુશાલ—એમ કે.

દેવી—લગનની ધમાલમાં જ્યારે સઉ ગડબડમાં હોય ત્યારે ખુશાલ ભાઇએ લાલાં બ્હેનને લઇ બહાર ચાલયું જવું અને કોઇ મંદીરમાં જઇ લાલાં બહેનને કૃષ્ણલાલ સાથે પરણાવી દેવી, અને અહીં લાલાં બહેનનાં લુગડાં પહેરાવી તેજ આખરીયા શેઠના નોકર પૂંજાને આખરીયા શેઠ સાથે પરણાવવો કે જેથી આખરીયાની પરણવવાની હોંશ પુરી થશે અને ખીમજી શેઠના બાકીના રૂપીયા પણ તેને મળી રહેશે. ઘેર જતાં કન્યાનું મોઢું જોતાં ફજેત થશે પણ એટલો વખત મળતાં તમારૂં કામ પણ થઇ જશે. એટલે થયાં લગ્ન ફોક થશે નહિ.

ખુશાલ—તું કહે છે તે યુક્તિ તો સાચી છે પણ પૂંજો માનશે કે નહી

દેવી—એ કામ મારૂં.

લાલાં—દેવી દેવી તો તો તારો ઉપકાર હું જન્મ સુધી ભુલીશ નહી.

દેવી—જુવોને બેન, એ તો જેવાંથી તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ દુનીયા તો પોલી છે પેસે તે ફાવે.

ખુશાલ—ખરૂં કહ્યું દેવી.

દેવી—હા પણ જુઓ સ્હામેથી પૂંજો આવે છે માટે તમે જરા આઘા પાછા થઇ જાવ એના પાસે કન્યા થવાનું કબુલ કરાવવા મ્હારે થોડોક નાટક ભજવવાની જરૂર છે.

(આડાં અવળા થઇ સંતાઇ જાય છે.)

પૂંજો—(સ્વગત) ક્યો દેવને આરાધ્યા તો સ્હામે ને સ્હામે—હાજરા હજુર, ચાલ શેઠના લગન સાથેજ આપણું કામ થઇ જાય એમ આજે એનું વચન લઇ લઉં (પ્રગટ) ઓ મારા કલેજાના કટકા જીગરના ઝટકા મનડાના મટકા, લાગણીના લટકા. આંખડીના ખટકા, હું તને ચાહુ છું.

દેવી—ઓ મારા કાળજાની કોર, મનડાંના મોર, ચીતડાના ચોર, દગેથી દીલ લુંટી લેનાર દગાખોર હું તે જોઉં છું.

પૂંજો—(સ્વગત હું જોઉં છુ એમાં રાંડે શું રાંધ્યા ને કારેલાં વઘાર્યાં. (પ્રગટ) જો તું જોય છે તો ઓ વ્હાલી દેવી હવે-વાજાં વગડાવી ઢોલ તાંસા ગગડાવી—ઘોડે ચઢાવી—ફેરા ફેરાવી—માથા અથડાવી તારો માટી બનાવી—ઘર વસાવી મને સુખી કર.

દેવી—(સ્વગત) આજ તો કચરા પુંજામાંથી કાફીયા અને પ્રાસજ ભેગા કરી લાવ્યો જણાય છે તો આપણા પાસે કયાં એનો દુષ્કાળ છે (પ્રગટ) સાંભળ ઓ જાને મન, ઓટો દિલ ચમન પ્હેલવાને સિમતન આપણા આય લગનમાં છે મોટુ વિઘ્ન જો જીતવું હોય મુજ મન તો છોડાવો એ ઘરન.

પૂંજો—વઘ્ન આપણાં લગનમાં વઘ્ન શું છે બોલી નાખ.

દેવી—કેમ પ્રાસ કાફીયા બંધ થઇ ગયા કે?

પૂંજો—એટલે શું તું એમ કહેવા માંગે છે કે મારો પ્રાસ ને કાફીયાનો ખજાનો ખૂટી ગયો, નહિ નહિ પણ ખરી વાત તો એજ છે કે એક દોઢ

ચુતુર લેખકે પ્રાસ અને કાફીયા સામે ટકોર ચલાવી-તેને નકામા કરાવી--પોતાની બહાદુરી બતાવી અછતની એબ છુપાવી પોતાની અપૂર્ણતા દબાવી નવી યુકિત લગાડી-જે વાત જાણવી છે તેની યાદ આવી એટલે મેં પણ કાફીયાબાજીની ધુન અડધેથીજ અટકાવી માટે બોલ મારા બોલતા પોપટ છોડી દે કટકટ, બોલી દે ઝટ, તારાથી હટ કરૂં ઝટપટ અને વીદારૂતે કારણ ચોપટ

દેવી—એમ ત્યારે સાંભળ, જો કૃષ્ણલાલ અને લાલાંના લગ્ન થાય તો હું તને વરૂં-તું કહે તેમ કરૂ, આજે કહ્યું તે ખરૂં.

પૂંજો—અરે લાલાં બાઇનાં લગ્ન તો મારા શેઠ જોડે થવાના છેને, હમણાંજ મુરત જોવરાવી આવ્યા તો આવતી કાલના લગ્ન છે.

દેવી—તેજ તો આપણા લગનમાં વઘન છે.

પૂંજો—ત્યારે હવે શું કરૂં ?

દેવી—કહું તેમ કરીશ ?

પૂંજો—હા જો તું મને વરીશ તો પ્રાણ હાજર કરીશ. સાગર આખો તરીશ ને આમ હાથે ધરીશ હું તારે માટે મરીશ ને બેડલે પાણી ભરીશ જરાએ નહી ફરીશ, કહીશ તે કરીશ.

દેવી—તો જો મેં એવો ઠરાવ કર્યો છે કે તારે બાયડી થવું. લાલાંને બદલે તારે આખરીયા શેઠને પરણી જાવું.

પૂંજો—એમ કેમ બને ?

દેવી—તારા શેઠનો વરઘોડો નીકળે એટલામાં તારે તેની નજદીક ન રહેતાં તરતજ અહીં ચાલ્યું આવવું. પાછલી ખડકીને બારથી હું તને અંદર લઇ લઇશ. લાલા બ્હેનનાં કપડા તને પહેરાવી દઇશ અને ખુશાલ ભાઇ સાથે લાલાં બ્હેનને નસાડી દઇશ વર પોખાતાં કન્યા તરીકે તને પધરાવશે અને લાલાં બદલે આખરીયાના લગ્ન તારી સાથે થશે.

પૂંજો—અરે કયાંક પકડાઇ ગયા તો.

દેવી—પકડાઇ કેમ જાય. તને લાંબો ઘુંઘટો કઢાવી હું તારીજ સાથે રહીશ.

પૂંજો—પણ મને લાભ ?

દેવી—હું તને વચન આપુ છું. કે જો તું મને અમારા કામમા મદદ કરીશ તો હું બાપદાદાના વચનથી બંધાઉં છું કે હુ તને પરણીશ.

પૂંજો—વચન.

દેવી (વચન ) લે આ વચન.

પૂંજો—એમ ત્યારે ભલે થઇ જાય બાયડી પરણ્યા પહેલાં પહેલેથીજ બાયડી બની જાઉં. આ નાટકી લગ્નથી ભલભલા નાટકવાળાને પણ સરમાવું.

**ગાયન.**

થાવા દયો લગન નાટકીઆ.
પછી ભલે પીખાએ ઝટીઆ=થાવા
સોંપી મુછાળા સાથે મુછાળો માથે પાડી પટીઆં.
ઘુંઘટમાં ગોટાળો વાળી લાલાં બેન છટકીઆ-થાવા

# અંક બીજો—પ્રવેશ ચોથો.

-~ઃ૦ઃ~-

## સ્થળ—ખીમજીના ઘર પાસે લગન મંડપ.

(ચોરી બાંધી છે, જાનૈયા દોડદોડ કરે છે, એક તરફ વાજાવાલા બેઠા છે, ખોટા સાંચા ખુમાટા પાડે છે, લગ્ન વખતે ખોટી ધાંધલનો દેખાવ.)

૧ જાનૈયો—અલ્યા એ વાજાવાળાં—વાજાવાળાં ચુપચુપ કેમ બેઠા છે વાંજા વગાડો.

૨ જાનૈયો—અલ્યાએ ચાલો વાડીમાં તૈયારી થઇ ગઇ છે ચાલો જમવાની પંગત માંડો.

૧ જાનૈયો—તને તો ખાવાની વાત છે બીજું કંઇ શુઝે છે કે નહી?

૨ જાનૈયો—બીજુ શું કામ શુઝે. લગન માણુવા આવ્યાં છે કે નહી. એ તો વરને કન્યાનો લોભ અને જાનને જમવાનો લોભ.

૧ જાનૈયા—મ્હારો દીકરો હાજરજવાબી જબરો છે જાણે અકબર બાદશાહનો બીરબલ.

ગોર—(તેઓને ગડબડ કરતા અટકાવે છે) અલ્યાએ હવે ગડબડ કરતા મુગા રહેશો કે (આસપાસ જોઇ) હં કયાં ગયા ખીમજી ભાઇ. ચાલો માહયરૂં પુરૂં થયું માટે કન્યાને ચોરીમાં પધરાવો?

ખીમજી—થાય છે—થાય છે ઉભા રહો-ઉભા રહો પહેલાં મારે સમજવું છે તે તો સમજી લેવા દ્યો પછી એ તમારા મંગલફેરા ફેરાવો.

ગોર—પણ મુરત હાલ્યું જાય છે તે—

ખીમજી—(પૈસાની નીશાની કરી) મોટું મુરત આવ્યાં, વીના એ નાનું મુરત કયાં આવવાનું છે કે હાલ્યું જાય.

ગોર—ઠીક ઠીક (જઇને આણંદજી શેઠના કાનમાં) કાં શેઠ હજુ આ ખીમજીનો નીકાલ નથી કર્યો કે શું? જે સમજવાનું હોય તે સમજી લ્યો એટલે મુરત સચવાય અને આ મંગળફેરા ફેરવાય.

આણંદજી—પુંજીયો કયાં ગયો છે. પુંજીયો (કંટાળીને) નોકર પણ એવો માથાનો મળ્યો છે કે ખરે વખતે હાજર પણ હોયજ નહી.

પુંજો—(પડોસમાંથી ઘુંઘટો ઉચો કરી) આંખે આંધળો થએલો કયાંથી દેખે. બાકી હું અહી તારી પાસે બેઠો છે.

આણંદજી—ગોર મોનજીભાઇને બોલાવો અને જે હોય તેનો નીકાલ કરાવો.

ગોર—મોનજીભાઇ ઓ મોનજીભાઇ.

મોનજી—કેમ કેમ શું હુકમ છે ગોર.

મોનજી—હા બધુંએ તૈયાર છે.

ખીમજી—જુઓ આપણને એ નોટ કે હુંડી કે ચેક કે એ કંઇ ચાલે તેમ નથી. હા...અહીં તો રોકડા, કલદાર, મુળાના પતીકા જેવા. નવી શાલના, નવી છાપના, મુંબઇની ટંકશાળના જોશે. હેં......

મોનજી—અરે પણ રોકડા આપું પછી છે કાંઇ?

ખીમજી—પછી શું. પણ ખોટા બોદા ઘસાયલા કાપવાળા નહી ચાલે.

મોનજી—તે તમે તપાશીને લ્યોને.

ખીમજી—તો લાવો.

(ખીમજી એક તરફ એક મોટો પથરો લઇ બેસે છે. મોનજી ઘાટીઓને માથે રૂપીઆની થેલીઓ ઉપાડીને લાવે છે. ખીમજી પથરા ઉપર રૂપીઆ ઠોકી ઠોકીને ગણતો જાય છે, તથા આ કાપવાળો છે, આ બોદો છે? આ લોશો છે. એમ કેટલાક રૂપીઆ પાછા આપી બદલતો જાય છે. અહી રૂપીઆ ગણાય છે તેટલો વખત જાનૈયાઓની ગડબડ ચાલે છે અને વાજાવાળા વાજા વગાડે છે) બધાં રૂપીઆ ગણાઇ રહેતાં ખીમજી થેલી ઘરમાં મુકી આવે છે અને પાછો આવ્યા પછી ગોર વર કન્યાને મંગળફેરા ફેરાવે છે સ્ત્રીઓ ગીત ગાય છે.

ગીત.

સ્ત્રીઓ—આજે ઇડરીઓગઢ જીત્યારે આનંદ ભર્યો.
પુંજો—આજે નવલ રીત કઢાવી ત્યારે આનંદ ભર્યો.
સ્ત્રીઓ—આણંદજી શેઠ પરણીને ઉઠયારે આનંદ ભર્યો.
પુંજો—ખાંધીઆએ રૂપીઆ લુટીયારે આનંદ ભર્યો.
સ્ત્રીઓ—આજે ભરીઆ સરોવર છલીઆરે આનંદ ભર્યો.
પુંજો—જોડા મરદે મરદના મલ્યારે આનંદ ભર્યો.
સ્ત્રીઓ—આજે કાચી કેરી પાકીરે આનંદ ભર્યો.
પુંજો—બુઢ્ઢાની આંખમાં ધુડ નાખીરે આનંદ ભર્યો.

(ગીત સાથે-ફેરા ફેરવાય છે વાજું વાગે છે અને ધીમે ધીમે પરદો પડે છે.........)

## અંક બીજો--પ્રવેશ પાંચમો.

### પોલ ખુલી.

(છેડા છેડી બાંધી છે, એવી રીતે પુંજો તથા આણંદજી શેઠ પ્રવેશ કરે છે. દેવી પુંજાનો હાથ પકડી તેની સાથે આવે છે.)

આખરીયો—પુંજા, પુંજા અરે કયાં મરી ગયો પુંજીઆ. બસ, જયારનો હું વરઘોડે ચડયો છું ત્યારનો કયાંય દેખાતો નથી.

પુંજો—અજાયબી. પરણીને બાયડીવાળો બનાવ્યો, છેડાછેડી બાંધી ઘર સુધી ચાલતો આવ્યો ખાડામાં પડતો બચાવ્યો તોય પુંજીઆ કરી અમથી બુમ પાડે છે પણ ઉપકાર માનતો નથી.

દેવી—હવે હું જાઉં ત્યાં સુધી તો મુંગો મુંગો મરી રહે.

આખરીઓ—અરે પુંજીઓ ગયો જહાનમમાં, પણ બીજા બધાએ કયાં મરી ગયા. રામા, માલી, ભટ્ટ, લાલીઆ અરે જોતા નથી. અહીં તમારી શેઠાણીના કોમળ પગ થાકી જાય છે. લાવો લાવો ખુરશી લાવો.

દેવી—શેઠ નોકર આડા અવળા હશે તે સાંભળતા નહિ હોય. લ્યો ત્યારે હવે હું જાઉં છું અને તમારા કોઇ નોકર સાથે ખુરશી મોકલતી જાઉં છું. અરે આ રહામે પડી છે લ્યોને હુંજ મુકતી જાઉં છું.

(ખુરશી મુકે છે અને પોતે જાય છે.)

આખરીયો—હવે વાત કેમ ચલાવવી. ઘણા નાટકો જોયા છે, ઘણી નોવેલો વાંચી છે, ઘણી કવીતાઓ ગાઇ છે. પણ તેમાંથી કેઇની ઉપમા લગાવવી. વિરલ, વિમલ, વિકલ, કમલ કકલ, સકલ, દલ, પ્રફુલ, વિચલ, તલ, અતલ. એ શબ્દો સંસ્કૃત, છે ખરા પણ હવે તો કચરાની શાલના કોચરા જેવા થઇ ગયાં તેથી તો આજ કાલના કવીઓને પણ ચલનું ચલીયું, કલનું કલીયું, ભલનું ભલીયું, અને નલનું નલીયું, કરી લખવું પડે છે. તેમજ રસભીના ઝીણા વીણા તીણા સ્વર હીણાં આંબલીએ, એ પણ ભીનાશવાલા થઇ કડકાઇમાંથી નરમ ઘેંસ જેવા થઇ ગયાં છે આને તો અંગ્રેજી અપ-ટુ-ડેટ ઉપમાઓથી વધાવવી જોઇએ અને વાત ચલાવવી જોઇએ હા. (પ્રકટ) ઓ મારી ડોલી, કોલમ્બસને અમેરીકાની શોધ લાગતા પણ જેટલો આનંદ નહિ થયો હોય, અરે, અરે ઇંગ્લંડથી ફ્રાન્સ સુધીની ફ્રેન્ચ ચેનલ તરી જનારા તારાને, મારકોની વાયરલેસની શોધ કરનારને, કે કેપ્ટન સ્કોટ, દક્ષિણ ધ્રુવની શોધ ચલાવનારને સાઉથ પોલની ડીસ્કવરીથી જેટલો આનંદ નહિ થયો હશે તેટલો આનંદ આજ તું મલવાથી મને થયો છે.

પુંજો—મોઢું જોયું નથી ત્યાં સુધી મોઢું જોતાં આનંદ બદલાઇ જશે. અને આ ફુલેલું શરીર સુકાઈ જશે.

આખરીયો—ભલે, આગલ હું ઘણીવાર પરણ્યો પણ તારી સરખામણી હું કોઇ જોડે કરી શકું તેમ નથી. કયાં તું કે જેના ફાઉન્ટન પેન જેવા કાલા બાલ, ચેરી બ્લોશમ જેવા ગુલાબી ગાલ, હારમોનીઅમની પટી જેવી સફેદ દંતમાલ, ફોનોગ્રાફની પ્લેટ જેવો અવાજ રસાલ અને કયાં તે કલકતાની કોલ માઇન.

પુંજો—બચ્ચા, પેલીઓ પણ જીવતી હતી ત્યારે પણ તું તો આમજ કહેતો હતો.

આણંદજી—કયાં તું સોનાની ખાણ અને કયાં તે કોલ માઇન. છી, છી, છી, હોરીબલ, હોરીબલ, અરે તેના રૂપનું તો શું વર્ણન કરૂં. તું તો હશી હશીને બેવડી થઇ જઇશ.

પુંજો—હું તો તારા લગન શરૂ થયા ત્યારથીજ હશવા માંડયો છું-હવે તારે તો રડવાનું બાકી છે.

આણંદજી—ઓરાંગ ઉટાંગ જેવા એના મસ્કયુલર સ્નાયુ, ઓસ્ટ્રેલીઅન કાંગારૂ જેવા તેના લાંબા લચ પચ, ગાડીની ડેન્જરસ સીગનલ જેવા દેખાતા લાલ ડોળા અને રેડ વ્હેન જેવો દેખાતો તેનો જખ્ખર શરીરનો બાંધો-બસ, જાણે ભુલાયજ નહિ. અરે, જો બીજી રીતે જોઇએ તો જાણે હિંદુસ્તાનનો નકશો કહીયે તોપણ ચાલે. તમારી સામે હિંદુસ્તાનનો નકશો મુકો તો તમને જણાશે કે જાણે સીલોન જેવા તેના પગ સહ્યાદ્રી અને નીલગીરી જેવી કમ્મર, કચ્છ ભૂજ જેવો કમ્મર ઉપરનો હાથ, કેશ્મીર જેવું ઉચ્ચું પણ આડું વળી ગયેલું ડોકું અને હીમાલય જેવા ઉડતા વાળ અને તેનીજ સાથે હિંદુસ્તાનના સુવારા જેવો કાળો

રંગ જાણે સીસમના લાકડાની પૂતળી ખરૂં પૂછો તો માસ્તરો નકશાને બદલે તેને છોકરા પાસે ઉભી કરે તો તરત તેઓ તેને હિંદુસ્તાનના નકશા તરીકે કામ આવે.

પુંજો—(સ્વગત) બચ્ચા, મદારી, તું પણ સંભાળીને રહેજે કે ક્યાંક માણસમાંથી જાનવર ન બની જા-અને મ્હારો ચ્હેરો જોતાં કુદવા ન મંડી જા.

આણંદજી—ઓ, માઇ હાર્ટ, હું તને આટલો બોલાવું છું છતાં તું બોલતી કેમ નથી? મ્હારા હૃદયનો વાયરલેસ ટેલીફોન, શું ત્હારા હૃદયના વાયરલેસ સ્ટેશને નથી પુગતો?

પુંજો—(સ્વગત) તાર વિનાનો ટેલીફોન કરતા આ બુઢ્ઢાના મગજનો તાર તૂટી ગયેલો જણાય છે. જ્યારે આ કલંદરને જોશે ત્યારેજ જાણશે કે હજુ પોતે અંધારામાં અથડાય છે અને આ બધી તાર વિનાનીજ વાત થાય છે.

આણંદજી—વ્હાલી. ત્હારા પ્રેમની ઇલેકટ્રીકનો કરંટ શરૂ થતાંજ સામેવાળાનુ સર્વ સામર્થ્ય હરાઇ જાય છે—તે કરંટને હાથ લગાડતાંજ શરીરમાં વીજળીના ઝટકા જણાય છે.

પુંજો—(સ્વગત) મોઢું જોવાનીજ વાર કે વીજળીનો પુરેપૂરો અનુભવ થશે અને તું જોઇશ કે વિજળી પડવાથી માણસ મરી જાય છે, અને કાળો ઠીકરા જેવો થઇ મરી જાય છે (પુંજો શ્વાસ લેય છે અને આણંદજી શેઠ તેને નિશાસો સમજે છે.)

આણંદજી—ન છોડો-ન છોડો એ શ્વાસ નલીકામાંથી આ પોઇઝનસ ગેસ ન છોડો. અરે એ ગ્યાસથી મને જાણે કલોરોફોર્મ લીધો હોય અથવા તો એપોપ્લેક્ષીની ફીટ આવી હોય તેમ જણાય છે. લાલબાઇ, લાલબાઇ એક વખત આપની કૃપા દ્રષ્ટીનો ઓકસીઝન આપી મને ગુંગડાતો બચાવો.એ ઝેરી ગેસના સપાટામાંથી આ સંસારના વોર ફીલ્ડ-લડાઇના મેદાનમાં મને ઘાયલને બચાવી તમારી કાઇન્ડ નર્સીંગ ટ્રીટમેન્ટનો આશરો અપાવો.

પુંજો—(સ્વગત) લે, આતો શરૂઆતમાંજ લડાઇના મેદાનમાંથી ભાગી જીવ બચાવવા માંગે છે પણ ખબર નથી કે તેને માથે માર્શલ લોનો સોટો વાગે છે.

આણંદજી—કૃપા કરી તારા પ્રેમના એરોપ્લેનમાં જગ્યા આપી મને ઉંચો ચડાવ અને આ સંસારમાં સ્વર્ગનો રસ્તો બતાવ.

પુંજો—(સ્વગત) સ્વર્ગ નહિ તોપણ નરકનો રસ્તો તો તારા દરેક કામોજ તૈયાર કરે છે. માત્ર હાર્ટ ફેલ્ટ થવાનીજ વાર કે યમદૂતો એ રસ્તો બતાવવા તારી આસપાસ ફરે છે.

આણંદજી—બોલ, બોલ, ત્હારો પડયો બોલ ઉપાડવા દોડયો જવા હું ઓવરલેંડ એકસપ્રેસ અને પંજાબ મેલ માફક તૈયાર છું. ત્હારા શત્રુઓ ઉપર તુટી પડવા ફ્રપ ગન—અને નેવલ પાવર માફક તૈયાર છું. ત્હારી સામે આંગળી ચીંધનારા પછી ભલે ડ્રેડનોટ જેવા હોય તો તેની સ્હામે હું ટોરપીડોનો અવતાર છું.

પુંજો—(સ્વગત) હવે આ ટોરપીડોને દરીઆને તળીએ બેસાડવાની જરૂર છે નહિ તો કયાંક ચાચ્યાંગીરી ચલાવશે અને અમથું તોફાન મચાવશે.

આણુંદજી—ઓ માઇ ડીઅર મ્હારા ગાયરસ્કોપ તે તુંજ છે. તેને ચલન દેનારી બેટરી તે તુંજ છે. મારા હ્રદય રૂપી ડ્રેડનોટના ટુકડે ટુકડા કરનારી સબમરીન તે તુંજ છે. અરે તેમાંથી છુટનારી ટોરપીડો તે તુંજ છે માટે બોલ, બોલ, તારી એ ટોરપીડો છોડ અને મ્હારા હ્રદયની ડ્રેડનોટને આનંદ સાગરમાં ડુબાડી દે.

(ગાયન.)

પુંજો—રસીઆ.

આણુંદજી—અરે વાહ, મારે ધા. પ્રેમ તણો.

પુંજો—જરી ઉભા રહો ઉભા રહો.

આણુંદજી—પ્રીય રસ પા.

કર અધીર ન સુંદરી હા,
હવે મનહર, દીલભર, શીદ શરમા—
જરીએ ન રહે ધીર, ચીત ચહે
આલીંગન દે શરમાએ વૃથા:
રંગીલી, રસીલી, છબીલી, નુકીલી પ્રેમીલી
લઉ ઝીલી પ્રેમ સુધા

---

## અંક બીજો—પ્રવેશ છઠો.



### શીવનું મંદીર.

(વીદ્યાનંદ કથા વાંચે છે કેટલાક માણસ કથા સાંભળે છે, કોઇ દરશન કરે છે એવી રીતે સીન ઉપડે છે.)

વિદ્યાનંદ—એવી રીતે જે છે તે રાજા ભીમકની મરજી હોવા છતાં રૂકમણીનો ભાઈ એવો જે રૂકમૈયો:—

ખુશાલ—(લાલાં તથા કષ્ણલાલ સાથે પ્રવેશ કરી) મહારાજ જરા આમ પધારો.

વિદ્યાનંદ—અરે પણ કથા તો શ્રવણ કરો.

ખુશાલ—હવે એ કથાની કથા પછી કરજો, પહેલાં અહીં પધારો. (વિદ્યાનંદ પાસે જતાં) જુઓ આ અનેના લગ્ન કરવાનાં છે.

વિદ્યાનંદ—લગ્ન લગ્ન આઠ પ્રકારના થાય છે જે માટે મનુ મહારાજે કહ્યું છે કે;

ખુશાલ—મહારાજ મારે એ તમારા સંસ્કૃતનો શ્લોક સાંભળવો નથી, હું બધાએ વાંચી ગયો છું.

વિદ્યાનંદ—હા હા પણ તમે તે આઠ પ્રકારમાંથી કયા પ્રકારમાં લગ્ન કરવા માંગો છો.

ખુશાલ—જે લગ્ન જલદી થઇ જાય, સૌથી ઓછા સમયમાં થઇ જાય, તે પ્રકારના.

વિદ્યાનંદ—હા તો પછી તે તો ગાંધર્વ લગ્ન કરો, વર કન્યાની પ્રતિજ્ઞા સાથે લગ્ન થાય તે જલદીજ થઇ જાય છે.

ખુશાલ—એનો હમે પણ જાણીએ છીએ. માત્ર આપે તો આ લગ્ન શાસ્ત્રવિધીથી થયાં છે એમ સાક્ષીજ રહેવાનું છે. તમને બોલવાની તસ્દી પણ પડે તેમ નથી. સ્હામે ઉભા રહો અને જુઓ કે હું કન્યાનો ભાઇ આ મારી બહેનને આ કૃષ્ણલાલના હાથમાં સોંપી પ્રતિજ્ઞા કરૂં છું "એ નામ કન્યામ, સાલં કારમ, સંપ્રદદે."

વિદ્યાનંદ—સાંભળ્યું, કૃષ્ણલાલભાઇ આ ખુશાલભાઇ કહે છે કે હું આ નીરોગી તથા સુશીલ કન્યાને વસ્ત્રલંકાર સહીત આપને અર્પણ કરૂં છું.

કૃષ્ણલાલ—હું સમજ્યો "ઇનામ ગ્રહ્યામી વૈસ્વસ્તી" હું તેનું સ્વસ્તી એ શબ્દ પુર્વક ગ્રહણ કરૂં છું.

વિદ્યાનંદ—તથાસ્તુ તેમ થાઓ, ધર્મેચ અર્થેચ કામેચ નાતી ચરીતવ્યા તત્યેયમ. ધર્મ અર્થ અને કામમાં તમારે તેનો ત્યાગ ન કરવો.

કૃષ્ણલાલ—હું પ્રતિજ્ઞા કરૂં છું કે "નાતી ચરીષ્યામી" હું તેનો ત્યાગ નહી કરૂં. વળી આ દેવ સુરજ અગ્નિ અને બ્રાહ્મણની સાક્ષીએ 'ગૃહયામી તે સૌભાગ્ય ત્વાય હસ્તમંન યા યત્યાચર વૃષ્ટીયામી" હું સૌભાગ્યને અર્થે તને ગ્રહણ કરૂં છું હું જે તારો ધણી તેનો સમાગમ તને દીર્ઘ કાળ સુધી રહો.

વિદ્યાનંદ—બસ હવે સત્પ પદીની પ્રતિજ્ઞા કરો એટલે ગાંધર્વ લગ્ન સંપુર્ણ.

કૃષ્ણલાલ—"ઇષે એક પદી ભવ શામામનું વૃત્તાભવ."

લાલાં—હા હું સમજી કે આ એક પગલું ભરવાથી મારો અને તમારો બનેનો સંબંધ થશે તથાસ્તુ એમ થાવ ("એક પગલું ભરે છે.")

કૃષ્ણલાલ—"ઉરજે દ્વીપદી ભવ શામામનું વૃત્તાભવ."

વિદ્યાનંદ—કહે છે કે આ બીજું પગલું ભરવાથી તમારો અને તેનો બલ અઇશ્વર્યનો સંબંધ થયો.

લાલાં—તે હું સમજી તથાસ્તુ તેમ થાવ (બીજુ પગલું ભરે છે.)

કૃષ્ણલાલ—"રાયસ્યો પ્રાય ત્રીપદીભવ સામા મનોવૃત્તા ભવ."

લાલાં—હું સમજી કે આ ત્રીજે પગલે અઇશ્વર્યની વૃદ્ધિ કરવામાં તમારો અને મારો સંબંધ થયો અને તેમાં મારે તમને અનુકુળ થાવું મારે તે કબુલ છે. તથાસ્તુ તેમ થાવ (ત્રીજુ પગલું ભરે છે.)

કૃષ્ણલાલ—"માયોમ વ્યાય ચતુષ્પદીભવ સામામનું વૃત્તાભવ."

લાલાં—હું સમજી કે આ ચોથે પગલે પરસપરનું આરોગ્ય અને કલ્યાણ વધારવું એવો આપણો સંબંધ થયો તે મારે કબુલ છે તથાસ્તુ.

કૃષ્ણલાલ—"પ્રજા ભ્યઃ પંચપદીભવ સામામનું વૃત્તાભવ."

વિદ્યાનંદ—આ પાંચમે પગલે તમારો પ્રજોત પત્તિનો સંબંધ થયો અને તેમાં તમારે અનુકુળ થવું.

લાલાં—તથાસ્તુ તેમ થાવ (પાંચમુ પગલું ભરે છે.)

કૃષ્ણલાલ—"ત્રાતુભ્યઃ ષાટપ દીભવ સામામનુ વૃત્તાભવ."

લાલાં—હવે તમે જે સર્વ ઋતુનો સંબંધ થયો એમ કહો છો તે મારે કબુલ છે તથાસ્તુ તેમ થાવ. ( છઠ્ઠું પગલું ભરે છે.)

કૃષ્ણલાલ—"સખા સપ્ત પદીભવ સામામનુ વૃત્તાભવ."

વિદ્યાનંદ—હવે આ સાતમે પગલે તમારા બન્નેને સંપુર્ણ સંબંધ થયો અને સર્વ કામમાં તમારે તેને અનુકુળ રહેવું સમજ્યા કે?

લાલાં—હા સમજી તથાસ્તુ તેમ થાવ (સાતમુ પગલું ભરે છે.)

વિદ્યાનંદ—લાલાં બહેન આ પ્રતિજ્ઞાથી કૃષ્ણલાલ જણાવે છે કે આપણે સાથે સાત પગલાં ભરવાથી હવે સ્નેહી થયા. તમે મારી સાથે મૈત્રી રાખશો અને હું તમારી સાથે મૈત્રી રાખીશ. મારી મૈત્રી તમારે કદી છોડવી નહી અને તમારી મીત્રતા હું કદી છોડીશ નહી. આ મારૂં હૃદય તમારૂંજ છે અને તમારૂં હૃદય હવે મારૂં થયું. મારા કાર્યોમાં તારે અનુકુળ રહેવું, તારૂં મન મારા મનને અનુકુળ થાવ, મારૂં વચન તારે પાળવું અને ધર્મને વધારવાવાળા એવા પરમેશ્વર તને મારામાં એકનિષ્ઠ કરો.

લાલાં—તથાસ્તુ, તેમ થાવઃ

(અંદરથી ગડબડ થાય છે ખીમજી આણંદજી અને કેટલાક માણસો ગડબડ સાથે આવે છે.)

આણંદજી—દગો, પ્રપંચ, લુચ્ચાઇ, ઠગાઇ.

ખીમજી—ક્યાં છે, ક્યાં છે લાલા ક્યાં છે?

ખુશાલ—આ રહી. કેમ શું છે? તેના લગ્ન તો થઇ ગયાં.

ખીમજી—તદન ખોટું તદન ખોટું હું એનો બાપ બેઠે એના લગ્ન કરનાર કોણ છે?

ખુશાલ—હું, એનો ભાઇ.

ખીમજી—જોઉં છું કે તું તેના લગ્ન કેમ કરે છે.

વિદ્યાનંદ—લગ્ન તો થઇ પણ ગયાં.

ખીમજી—જુઠ્ઠું માહયરૂં ક્યાં છે?

ખુશાલ—વર કન્યાના મનમાં.

ખીમજી—ચોરી ક્યાં છે?

ખુશાલ—કન્યાના ચુડામાં.

ખીમજી—શાક્ષી કોણ છે?

ખુશાલ—આ આકાશમાં ઉગતો સૂર્ય, અગ્નિકુંડનો અગ્નિ મંદીરમાં બીરાજતા દેવ, અને શાસ્ત્રનાં શ્લોક ભણનાર આ બ્રાહ્મણ.

ખીમજી—બસ, બસ, હું મારી છોકરીને ભોળવી ભગાડવાનો આ કૃષ્ણલાલ ઉપર આરોપ મુકીશ.

ખુશાલ—અને ન્યાઇ બ્રીટીશ ગર્વનમેન્ટના રાજ્યમાં દીકરીને વેચી ગુલામી વેપાર કરનાર તરીકે હું તમને સાબીત કરીશ.

આણંદજી—જુઠા છે. આ બધા જુઠ્ઠા છે. આ બ્રાહ્મણ પણ જુઠો છે મારે અને તેને એક વખત ટંટો થયો હતો તેથી ખોટું કહે છે. હું હુંજ એને પરણીશ મારા મહેરબાન,

ખુશાલ—બસ ત્યાંજ ઉભા રહો એક પણ પગલું આગળ ન ભરતાં સાવધાન.

(ટેબલો.)

# અંક ત્રીજો—પ્રવેશ પહેલો.



## પાલવાનો કીનારો.

( વીલાયતથી પાછા ફરેલા હિંદીઓ સાહેબો વગેરે ઉતરે છે. ગાડી કરે છે અને જાય છે વીગેરે છેલ્લે સ્ટીમરપર તેડવા ગયેલ ખુશાલ અને લાલાં કૃષ્ણલાલને લઇ દાખલ થાય છે.)

કૃષ્ણલાલ—ડીયર લાલાં મારી ફતેહ એ ખરેખર તો તારા ઉત્સાહનુંજ પરીણામ છે. અને તેને માટે તું મને અભીનન્દન આપે તે કરતાં મારે તનેજ અભીનંદન આપવું જોઇએ.

લાલાં—આમ બોલી આપ મને શરમાઓ છો.

કૃષ્ણલાલ—અને તારી સાથે ખુશાલ ભાઇનો પણ હું રૂણી છું. પ્રભુ મને તે રૂણમાંથી મુક્ત થવાની શક્તી આપે.

ખુશાલ—કૃષ્ણલાલજી આ વિવેકને માન આપણે હવે ઘર માટે રાખીએ તો વધારે સારૂં હમણા તો તમે મુસાફરીથી શ્રમીત થયા હશો. એટલે જેમ બને તેમ જલદી ઘેર જઇએ તો સારૂ (કૃષ્ણલાલને માન આપવા આવેલ ડેપ્યુટેશનના સભાસદો સાથે પીછાન.) મી૦ સુધારકચંદ વણીક યૂવક મંડળનાં સેક્રેટરી, પ્રો કૃષ્ણલાલ.

સુધારકચંદ—ભાઇ કૃષ્ણલાલ આપે ઇંગલન્ડ જઇ હુન્નરકળાની કેળવણી લઇ તેમાં પહેલા કલાસમાં માનપૂર્વક પાસ થઇ આપણી જ્ઞાતીનું મૂખ ઉજવળ કર્યું છે. તે માટે આપને અભીનન્દન આપતા મને ઘણોજ હર્ષ થાય છે. આપને આ આપની ફતેહ માટે કીનારા ઉપર ઉતરતાંજ. માનપત્ર આપવું એવો વણીક યૂવક મંડળ તરફથી ઠરાવ કરવામાં આવ્યો હતો. અને તે ડેપ્યુશનનાં પ્રમુખ તરીકેજ હું અહીં હાજર થયો છું. તો આપ તે માનપત્ર સ્વીકારશો એ વિનંતિ કરી હું યૂવક મંડળનાં સેક્રેટરીને તે માનપત્ર વાંચી સંભળાવવા ભલામણ કરીશ તો તેમાં કાંઇ ખોટું નહીંજ કહેવાય.

સેક્રેટરી—હું ભાઇ કૃષ્ણલાલને મારા તરફથી ખરાં હૃદયનું અભિનંદન હાર્ટીલી કોંગ્રેચ્યુલેશન આપી આપણા ડેપ્યુટેશનના પ્રમુખ મી૦ સુધારકચંદની આજ્ઞા પ્રમાણે માનપત્ર વાંચવાની રજા લઉં છું. અને ઇચ્છું છું કે પરમાત્મા દીવસે દીવસ આપણી જ્ઞાતીની ઉન્નતી કરે.

**પ્રોફેસર કૃષ્ણલાલ બી. વર્મા.**

પ્રિય જ્ઞાતી બન્ધુ જ્ઞાતી રત્ન વણીક કુલ દીપક.

**સાહેબ,**

તમે એક ગરીબ કુટુંબમાં જન્મવા છતાં માત્ર હૃદયની દૃઢતા, ઉત્સાહ અને આત્મબળથી અભ્યાસ કરી વીલાયત જેવા દૂર દેશની સફર કરી હુન્નર કળાની કેળવણી લઇ તેમાં પણ પહેલા ક્લાસમાં માન સાથે

પાસ થઇ આપણી નાની અને ગરીબડી જ્ઞાતીની જે કીર્તી ઉજ્જવલ કરી છે તે માટે હમે આપને મુબારકબાદી આપીએ છીએ.

સાહેબ, આપણી 'વણીક કોમ કે જેને માટે આજ સુધીમાં "વાણીઆ વીના રાવણનું રાજ્ય ગયું"—"વાણીઆ ડાહી માનાં દીકરા" વીગેરે સેંકડો કહેવતો પડી છે અને જ્યારે દીલ્લીપતીને પાશાહ, પણ જે વાણીઆઓને શાહનો ઇલ્કાબ આપવામાં આવ્યો છે તેવી આપણી વણીક કોમ હવે દીવસે, દીવસે. પોતાની તે કીર્તી ગુમાવતી જાય છે જન્મથીજ વેપારી જન્મેલા વાણીઆઓ આજે પોતાનો વેપાર ગુમાવતા જાય છે અને તેનું સ્થાન ક્ષત્રીઓ તથા શૂદ્રો લેતા જાય છે કેમકે વાણીઆઓ પોતે પોતાપણું ભૂલતા જાય છે, અને દીનપ્રતીદીન પાછા પડતા જાય છે.

પણ સાહેબ, અમને જણાવવાને આનંદ થાય છે કે તે વેપારનું મુલ જે હુન્નર કળા તેની સારી કેળવણી લઇ આપ આજે પોતાની માતૃભૂમીમાં પાછા ફર્યાં છો તો ફરી તમારી તે વિદ્યાનો પોતાનાં જ્ઞાતી બંધુઓને લાભ આપશો અને પોતાની માતૃભૂમીની ઉન્નતી કરશો.

સાહેબ, દીવસે દીવસે નાશ પામતી હીંદ ભૂમીની દરેક આશાઓ દરેક આકાંક્ષાઓ તમારા જેવા ઉત્સાહી અને આત્મ બળવાળા પુરૂષોના હાથમાં સોંપાયલી છે તો પ્રભૂ તમારે હાથે પોતાની માતૃભૂમીની ઉન્નતી કરાવે એવી અમારી તે પ્રભૂ પાસે પ્રાર્થનાં છે.

આપનાં પત્નિ લાલાં બહેન પણ ભણેલા અને સંસ્કારી છે તે આપને આપનાં કામમાં સહાય કરતા થઇ પડે અને જ્ઞાતી તથા જન્મ ભૂમીનું ભલુ કરતાં આપ દંપતી ચીરાયુ થાવ એમ અમે આશાશ આપીએ છીએ.

સાહેબ, અમે છીએ આપને વખાણનારાઓ તથા ચાહનારાઓ આપના જ્ઞાતી યુવકો (માનપત્ર વાંચી લેતાં તાળીઓનો ગગડાટ થાય છે સુધારકચંદ કૃષ્ણલાલ તથા લાલાંને પૂષ્પ માળ પહેરાવે છે.)

કૃષ્ણલાલ—મારા પ્રીય જ્ઞાતી બંધુઓ મીત્રો તથા અન્ય ગૃહસ્થો, આપે આજે મારૂં સ્વાગત કરી મને જે ઉત્સાહ આપ્યો છે તે હું જીવન પર્યંત કદી ભૂલીશ નહી. ખરૂં પુછો તો મારી આસ્થીતી એ તમારોજ પ્રતાપ છે. હું ગરીબ કુટુંબમાં જન્મેલો ભીખારી હીંદુસ્થાનનો ભીખારી જો આપ જેવાનું પીઠ બળ નહોત તો કદી પણ આટલો આગળ વધી શકતજ નહી. મારી આ સ્થીતી એ વણીક બોર્ડીંગ સ્કુલનાં દાતાઓનાં દાનનું ફળ છે. પોતાની જ્ઞાતીની ઉન્નતી ઇચ્છનારા જ્ઞાતી બંધુઓનાં સ્નેહનું પરીણામ છે એ હું કદી ભુલ્યો નથી અને કદી ભુલીશ પણ નહી. ભાઇ તમારે પૈસે, તમારા ઉત્સાહથી અને તમારી દાન પરાયણતાથી હું આવી દશા મેલવવા પામ્યો છું અને જોકે તે રૂણમાંથી હું કદી મૂકત થઇ શકું તેમ નથી પરંતુ પરમકૃપાળુ પરમાત્મા પાસે એટલુંજ માંગું છું કે તેમાનું થોડું ઘણું રૂણ ફેડવાને પણ તે મને શકતી આપે.

પ્રીય બંધુ આપ જે કહો છો તે સત્યજ છે કે આપણો દેશ હવે દીવસે દીવસે નાશ તરફ વધતો જાય છે પરંતુ મને કહેવા દયો કે જ્યાં સુધી આપણી પવીત્ર ભુમી ભારતમાં દાનશીલતા છે. જ્ઞાતીપ્રીયતા છે, ધર્મ તરફ શ્રધા છે, ત્યાં સુધી આપણે કદી પણ નાશ પામવાના નથી જોકે અંધાધુધીનો કાળ જઇ ડોકીયાં કરતાં નવયુગની વચમાં હાલ સંક્રમણ કાળ હોવાથી આપણે તેમ જણાતું હશે પરંતુ આપણી પ્રતાપી ન્યાયી બ્રીટીશ ગવર્નમેન્ટે જે વીદયાના બીજ વાવ્યા છે તેનાં ફળો મળ્યા વીના કદી પણ રહેવાના નથી. ઉત્સાહ ભંગ ન થશો. આગળ વધો, અને તમે જોશો કે તમે આગળ વધવાનેજ જન્મ્યાં છો ભાઇઓ તમે કદાચ વર્તમાનને જોઇ ભવીષ્યનું ચીત્ર બનાવતા હશો તો મને કહેવા દયો કે તેમાં તમે ભૂલ કરો છો. તમે ભુત જોડે વર્તમાનની સરખામણી કરો અને તમે જોશો કે તમે આગળજ વધ્યા છો. જોઇએ તેટલા નહીં તોપણ ધીરે ધીરે આગળજ વધ્યા છે? ત્યારે હવે જોવાનું એટલુંજ છે કે આપણ ભૂલ ક્યાં કરીએ છીએ તે ભૂલ શોધી કાઢો, સુધારો અને તમે જલદીથીજ આગળ વધશો સાહેબો મારા આ બોલવા ઉપરથી આપ સમજયા હશો કે હું શું કહેવા માંગું છું હું કહેવા માગું છું તે એજ કે આપણે દીશા ભુલ્યા છીએ અને તે એજ કે આપણા કમનસીબે આપણે નકલીઆજ થયા છીએ. ગાડરીઆં ટોળાં માફક એક કરે તેમજ બીજાએ પણ કરવું એટલુંજ શીખ્યા છીએ જેનું પરીણામ એ થયું છે કે આપણે જે વીદયા લીધી તેમાં પણ આપણે નોકરોનું ટોળું અને દેશનેજ ભાર રૂપ થઇ પડનારા ડોકટર, વકીલ, બારીસ્ટરોજ ભેગા કર્યાં છે સાહેબો કદાચ મારા બોલ આપને કડવા પણ લાગશે છતાં મને ખુલાસો કરવા દયો કે તેઓ દેશનેજ ભાર રૂપ અને દેશનેજ ચુસનારાજ છે કે નહી હું જયારે ઇંગ્લંડમાં હતો ત્યારે બંગાલ તરફનાં આપણા એક સ્વામીજીએ એક ભાષણ કરતાં ઉદાહરણ આપ્યું હતું કે "જયારે એક આપણે હીંદીઓ સંપનો ઉપદેશ કરી છીએ ત્યારે બીજી તરફથી વકીલ અને બેરીસ્ટર શા માટે થઇએ છીએ કારણ કે જ્યાં કુસુપ ટંટો બખેડા, અને પરસ્પર વીગ્રહો વધારે હોય ત્યાં તેની વધારે જરૂર છે. વળી એવો ધંધો લેતાં પોતાનાં સ્વાર્થને માટે પણ એવી ઇચ્છા થાય છે કે તે અવગુણો વધે કેમ કેમકે તોજ પોતાનો સ્વાર્થ સધાય જેમકે એક સ્મશાનમાં લાકડાનો ઈજારો લેનાર એક માણસને એક દીવસે ઓછી કમાણી થઇ એટલે તેણે કહ્યું કે "આજે કોણ સવારનાં કયાં ચંડાળનું મોઢું જોઉં કે આ કમાણી ઓછી થઇ." સાહેબો ખરી રીતે જોતાં તો તે સારો દીવસજ હતો કેમકે માણસો મુવાં એટલે કમાણી પણ ઓછી થઈ પરંતુ પોતાના સ્વાર્થને અંગ એ વેપારીને તે સારો દીવસ અભાગીઓ લાગ્યો તેમજ માણસ વધારે તે દુરસ્ત થાય તો ડૉકટર કયાં જાય, કુસંપ ન થાય તો વકીલ બારીસ્ટરો કયાં કમાય માટે તેઓ તો ભલે મોઢેથી નહી તો પણ કુદરત તરફ જોતાં તેથી ઉંધુજ ચહાય તેમાં કોઇ જાતની નવાઇ નથી હિંદુસ્થાનમાં આપણે હવે લાંબા ભાષણોની જરૂર નથી જો ગરીબ હિંદને આપણે ઉન્નત કરવું હોય તો મારા મત પ્રમાણે હુન્નર કળાનું શીક્ષણ એજ આપણા તાર-

ણુનો એક ઉપાય છે અને તે પણ માત્ર ઉપર ટપકેનું નહીં પરંતુ ભારતની કાચી ચીજોને ઉપયોગમાં લઇનેજ ભારતમાં હુન્નર ઉદ્યોગ કેમ વધારી શકાય તેનું શીક્ષણ અને આચરણ કરનારા પુરૂષોની આપણે જરૂર છે. જો પ્રભુ કૃપા તો હમણા આપણી માનવંતી સરકારે જે ઉદ્યોગ મીશન નીમ્યું છે તેનું પરીણામ બહુજ સારૂ આવશે અને મારા ભાઇઓને તથા મારા દેશને માટે મારી સેવા તેમાં સોંપવા માટે હું કેટલોક પત્ર વહેવાર કરી ચુકયો છું. 'ભાઇઓ હવે તમારો વધારે વખત ન લેતાં તમે એક ભારતવાસી છો તે ભારતની ઉન્નતી માટે કમર કસવા અને રાત દીવસ આગળ જણાવેલ સ્વામી વીવેકાનંદનાં મહદ્ વાકયો ને યાદ રાખવા વિનંતી કરી હું મારૂં બોલવું પુર્ણ કરી તમે રાત દીવસ એમજ કહેજો કે:—

Oh India forget not that your ideal woman is Sita, Savitri, Dmayanti: forget not that your ideal God is The Great Ascetic of Ascetics Um-anath, Shanker; forget not that your marriage, your wealth, your life, are not for your individual personal pleasure; forget not that from birth you are Sacrificed for the mother; Heroes take courag, be prond that you are Indian—Say in pridee "I am an Indian every Indian is my brother,', Say—" The ignorant Indian, The Poor Indian' The Brahmin Indian, The Parsee Indian is my brother. Be glad in torn rags and say in pride at the top of your voice "The Indians are my brothers; The Indian are my life, Indais God and Goddess are my God, Indias Society is the Crad-dle, ot my Childhood The pleasure garden of my youth, The Sacred seclusion of my old age;" Say brothers' India's Soil is my Highest Heaven, India's good is my good;" And Pray day and night-"Thou Lord, Thou mother of the Universe, Thou Couchsafe, manliness unto me,—Thou mother of strength, take away my unmanliness and make me man." (તાળીનાં ગડગડાટ).

ખુશાલ—કૃષ્ણલાલ ભાઇએ જે ઉપદેશ આપ્યો છે તે ખરેખર મનન કરવા જોગ છે અને જો આપણે આપણી જન્મભૂમીની ઉન્નતી ચાહતા હોઇએ તો તેઓએ કહેલા સ્વામી વિવેકાનન્દનાં મંત્રને જપતાં તથા અરદેશર ખબરદારનાં ભારત કીર્તનને ગાતાં આપણે એનું અનુકરણ કરવું જોઇએ માટે બોલો.

## "ભારત કીર્તન."

અમે ભારત ભૂમીનાં પૂત્રો—અમ માત પૂરાણુ પવીત્ર,
અરે જેના સુંદર સૂત્રો—ઝલકાવે ઉચ્ચ ચરીત્ર;
અમ અંત્તરને ઉદ્દેશી—કરશું હોકાર હમેશ,
અમે દેશી, દેશી દેશી;—એ દીવ્ય હમારો દેશઃ
અંધાર વીશે અથડાતાં—કે કરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં, રડતાં, રગડાતાં—કે કરતાં હાસ્ય વિલાસ,
પળ પળ અમ ઉરનીધી એશી—હા ઉછળે ઉર્મી અશેસ,
અમે દેશી, દેશી દેશી—હો દીવ્ય હમારો દેશ
કયાં હશે હિમાલય જેવા—કયાં પૂન્ય પવિત્રજ ગંગ,
કયાં મળે અલૌકીક એવા—સઉ દેશ તણાં બહુ રંગ,
કયાં મૂની ઈશ્વર જન બેસી—કરતાં પ્રભુ પંથ ઉજેશ,
અમે દેશી, દેશી, દેશી—એ દીવ્ય અમારો દેશ,
કયાં રામ યુધિષ્ટર ઘૂમ્યા,—કયાં ગર્જ્યા અર્જૂન ભીમ,
કયાં રજપૂત વીર ઝઝુમ્યાં—બળ દાખવવાજ અસીમ,
રે ભૂલીએ તે રીતે શી?—અમ અંતરથી લવલેશ,
અમે દેશી દેશી દેશી—એ દીવ્ય અમારો દેશ,
નથીરે જીવવું પર આશે—છે પારકી આશ નિરાશ,
નથી કર ધરવો કોઇ પાસે,—સ્વાશ્રયનો છે ઉલ્લાસ,
કોઇ પૂરવ પ્રભાજ પ્રવેશી,—એ દેઅ મને ઉપદેશ,
અમે દેશી દેશી દેશી—એ દીવ્ય હમારો દેશ,
ધમ ધમ ધરણી ધ્રૂજાવીશું—અમ દેશ તણાં કરી ગાન,
જય જય જય નાદ કરીશું—દઇશું મોંઘા અમ પ્રાણ,
એ ભક્તી વશી ઉરતોશી—દેજો શક્તી પરમેશ,
અમે દેશી દેશી દેશી—એ દીવ્ય હમારો દેશ.
(દરેક ગાયન ગાતાં ગાતાં જાય છે અને પડદો પડે છે).

## અંક ત્રીજો—પ્રવેશ બીજો.



### નાતનાં સાજનું.

૧ નાતીલો—કાં છગનભાઇ નાત મળવાનો વખત તો કયારનોએ થઇ ગયો. બધા નાતીલા પણ આવી ગયા તોય હજુ કોઇ કંઇ બોલતું કેમ નથી.

૨ નાતીલો—કોના પેટમાં દુઃખતું હોય તે બોલે. પુછો ને ગોરને કે નાત શા માટે ભેગી કરી છે.

૧ નાતીલો—કાં ગોર?

ગોર—આવ્યો બાપજી.

૧ નાતીલો—આ નાત પુછે છે કે આજે આ નાત કોણે ભેગી કરી છે.

ગોર—મને તો નાતના પટેલીયાઓએ નાત ભેગી કરવાનું કહ્યું હતું બાપલા.

સુધારકચંદ—તો પછે હવે બોલતા કેમ નથી શું મોમાં ફાડ લાગી છે ? શું બધાએ નાતીલાઓને અહીં બગાસાં ખાવા બોલાવ્યા છે ?

૨ નાતીલો—કહી દયોને ગોર નાત શા માટે ભેગી કરી છે.

સુધારકચંદ—તે ગોરને મોઢું છે ને શું તમને નથી ? તમેજ ભસી દોને.

૨ નાતીલો—હવે તું કાલ સવારનો મારાં ઢીંચણ જેવડો છોકરો જરા યસ ફ્યસ કરતાં આવડ્યું તે બહુ ડાહયો થઇ ગયો છે. એ બધાં એ જાણે છે. નાતનું કામ નાતના રીવાજસર થશે. બેસવું હોય તો બેસ અને નહી તો ચાલતો થા કળજુગ હળાહળ કળજુગ આવ્યોરે ભાઇ નાના મોટાની મરજાદા ચાલી ગઇ.

૩ નાતીલો—હવે જવા દયોને મગનભાઈ એવાના બોલવા સામે તે તમે શું જોતા હશો ?

૨ નાતીલો—તો જુઓને ગોપાલભાઇ એના બાપાને તો પટેલાઇ ન સુઝી પણ હવે આ દીકરા નવા પટેલ જાગ્યા છે. કયાં ગયા ગોર બોલો નાત શા માટે ભેગી કરી છે.

ગોર—આપણી નાતવાલા કૃષ્ણલાલ વિલાતથી આજે પાછા ફર્યા છે તે માટે તેનો વીચાર કરવાને નાત ભેગી થઇ છે બાપજી.

૧ નાતીલો—તે એ કૃષ્ણો પોતે કેમ દેખાતો નથી.

ગોર—હું તો તેમને કહી આવ્યો હતો બાપલા અને હજુ નાત હુકમ કરે તો બોલાવી આવું.

ખપણીઓ—ગોર મહારાજ આપને જવાની કાંઇ જરૂર નથી કેમકે તમને તે ઘર નહી મલે. તેઓ બહુજ અગત્યનું કામ હોવાથી બહાર ગયા છે અને તેથી તેઓએ તેને બદલે મને અહી મોકલ્યો છે તેમજ પોતે હાજર ન થઇ શકયા તે માટે દીલગીરી બતાવી છે અને આ ચીઠી આપી છે.

૧ નાતીલો—ચીઠ્ઠી ! ચીઠ્ઠી ? શાની ? ચીઠ્ઠી ?

ખપણીઓ—ચીઠ્ઠીમાં તેઓએ એમ જણાવ્યું છે કે હું આવી શકયો નહી તે માટે દીલગીરી છું અને નાત ભેગી થવાની છે એમ ખબર મળી તે પહેલાંજ હું બીજે જવાને પ્રોમીસ આપી ચુકયો છું પરંતુ મારે બદલે આ ખુશાલભાઇ આવ્યા છે. નાત મા બાપ છે. હું કંઇ નાતથી ઉપરવટ નથી. મારે નાત જે કંઇ કરે તે કબુલ છે.

૧ નાતીલો—સાંભળ્યું કે છગનભાઇ આ આજકાલના ભણેલા ગણેલા અને સાહેબ થઇ ગયેલા છોકરાનું ચીઠું નાત કરતાં બીજા વધારે તે નાતમાં આ પરણવાને ખાંડુ મોકલી ભાઇ સાહેબ બીજે પધાર્યા છે. જાણે નાત તો તેની ગણતરીમાંજ નથી.

ખપણીયો—જી નહીં કૃષ્ણલાલ કહે છે કે મારે તો નાતે તરવું ને નાતે મરવું છે. આ તો એવી જગ્યાએ જવાનું હતું કે ગયા

વીના છુટકોજ નહીં નહીં તો નાત તો મારા માથાના મુગટ છે છોકરાના ગુન્હા પેટમાં ઘાલે તો સારૂં.

સુધારકચંદ—અરે ગુન્હો ગુન્હો શું કરે છે તું પણ રડતી સુરત દેખાય છે ખુશાલ ગુન્હો ? આ વીલાત ગયો એમાં એટલો મોટો તો શું ગુન્હો કરી નાખ્યો એ તો મારે એની તલવાર. પેલો હીંદી સવૈયો નથી સાંભળ્યો કેઃ—

કીંચિત ન્યાય ન જાનત હય. ઝગડા સુનકે મનમે સુખ પાવે
ચોરકી ઓર કરે હઠ સો સઠ સાહ કે હાથ ન ગોલા ધરાવે
આપકો અંગ કલંક ભર્યો. નીકલંક કે અંગ કલંક લગાવે
નર્ક પડે તીન કે પરસે. પરપંચ કરે ઔરપંચ કહાવે.

એ તો તમે ગમે તેમ કરશો પણ એણે ધાર્યું હશે તેમજ કરશે. બાકી વીલાયત ગયા એમાં કૃષ્ણલાલે શું ગુન્હો કર્યો છે.

૧ નાતીલો—કેમ કૃષ્ણો વીલાત ગયો એ ગુન્હો નહીં.

સુધારકચંદ—નહીં સાડી સાત વાર નહીં.

૨ નાતીલો—કળજૂગ કળજૂગ હળાહળ કળજૂગ આવ્યો ભાઇ હવે ધરતી રસાતલ જવાની થઇ બાપલા.

સુધારકચંદ—કેમ એમાં કળજૂગ જેવું શું છે ? શું આપણા વડવાઓ ચીન અરબસ્તાન નહોતા જતા અને હજુ પણ આપણા વાણીઆઓ શું અરબસ્તાનમાં વેપાર વાસ્તે નથી જાતા?

૨ નાતીલો—એથી તમે શું કહેવા માગો છો.

સુધારકચંદ—એજ કે શું તમે તેને ગુન્હેગાર ધારો છો ? કદાચ તમે એમ કહેશો કે એ ચીન ને જાપાન ને અરબસ્તાન તો આપણા એશીઆ ખંડમાંજ આવેલ છે, અને ત્યાં જનારને શું તમે ગુન્હેગાર ધારો છો ?

૧ નાતીલો—ત્યાં જવાનો તો પરાપુર્વનો રીવાજ છે. જેમ આપણા બાપદાદાઓ ત્યાં જતા હતા તેમજ આપણે પણ ત્યાં જઇએ છીએ એટલે એમાં કાંઇ અડચણ નથી. આપણા બાપદાદ ઓ કંઇ મુર્ખ નહોતા કે ત્યા જવાનું હોત તો ન જાત.

સુધારકચંદ—થોડાકમાં એટલુંજ કહોને કે તમે લકીરના ફકીર છો પડેલે ચીલેજ ચાલનારા છો પણ ચીલે ચાલતાં નીચેનો દોહરો સાંભળ્યો છે ખરો કેઃ—

યે તીનજન ચીલે ચલે, ઘેંટા બેલ કપુત
યે તીન ચીલે ના ચલે. સુરા સીંહ સપુત

૨ નાતીલો—નાસ્તિક, નાસ્તિક. અપમાન, અપમાન નાતનું અપમાન.

૧ છોકરો—કેમ શું એને નાતમાં બોલવાનો અધિકાર નથી ? એને જે સાચું લાગે તે એ પણ પુછે. એમાં અપમાન શાનું ? એ પણ એક નાતીલો છે.

૨ છોકરો—કાકા હવે એ કળજૂગ.કળજૂગને અધરમ અધરમ ને નાસ્તિક નાસ્તિક કહી દબાવી બીવરાવી કામ કાઢવાના દીવસ આવ્યા ગયા.

હા તમે પાંચ પટેલીઆ દોરે તેમ બધાએ આંધળાની ટોળી માફક તમારી પાછળજ દોરાવું એમ હવે કોઇ કબૂલ કરે તેમ નથી.

ખુશાલ—શાંત થાઓ શાંત થાઓ ભાઈઓ શાંત થાઓ. તેઓ આપણા મુરબ્બીઓ છે તેઓ જે કરશે તે આપણા કલ્યાણનુંજ કરશે. આમ આંકરા ન થાઓ.

સુધારકચંદ—એમાં શાંત શું થાવું હતું. તું જાણે આમ મીઠું બોલી એ લોકો તરફથી લાભ કાઢી જા એવી સ્વપનામાં પણ આશા ન રાખતો હવો બધે જાતા નથી વટલતા અને વીલાત જાતા વટલે છે કારણ કે પહેલાં જંગલી દેશ એટલે ત્યાં અડચણ નહી અને હુન્નર કળાના દેશમાં જાય તો હુન્નરકળા શીખીને વટલી જાય.

૧ નાતીલો—હવે ઝાઝો ટેટં કરે છે તે જા. નાત તારે ઘેર હોય તો તું તારે ગમે તેમ કરી લે.

સુધારકચંદ—નાત મારે ઘેર શાની. નાત તો તમારાં ખીસામાં ભરી છે તે તમે જેમ ફેરવવા ધારો તેમ ફરે.

૩ નાતીલો—આ આમ કંઇ નાતનું કામ ચાલે એમ કંઇ જણાતું નથી એટલે જો મારૂં માનો અને નાત ગંગાના ધ્યાનમાં ઉતરે તો પંચ નીમો એ એક તરફ બેસી વીચાર કરી આનો નીકાલ આપે.

સુધારકચંદ—અમારે તે કબુલ નથી.

નાતીલાઓ—અમારે કબુલ છે. કબુલ છે.

સુધારકચંદ—એ પક્ષપાતી પટેલીઆનું પંચ કરી નીપક્ષપાત ઇન્સાફ આપે તેમ નથી.

૨ નાતીલો—નહીં તો મોટું સાચાઈનું પુતળું તુંજ થઇ ગયો હોઇશ.

૩ નાતીલો—મહેરબાની કરી મારૂં સાંભળી લ્યો જેને ન ગમતું હોય તે ભલે ચાલી જાય પણ હું જોઉં છું કે નાતનો મોટો ભાગ પંચ નીમવાની તરફેણમાં છે માટે હું જણાવું છું કે મગનભાઇ છગનભાઇ ગોપાળભાઇ.

૧ નાતીલો—અને તમે.

સુધારકચંદ—બસ ચાર નામજ પુરતાંજ છે. હવે પાંચમો નહીં નીમતા એટલે બરાબર ચંડાળ ચોકળી થઇ રહેશે અને પંચ ત્યાં પરમેશ્વર કહેવાય છે તે પરમેશ્વર ગેરઇન્સાફીમાંથી બચી જશે

૩ નાતીલો—સુધારકચંદ નાતે તમારા બહુ બોલ સહયા છે અને પોતાનું મોટું મન રાખી તમોને માફ કર્યા છે પણ હવે જો તમે આવા કોઇ પણ શબ્દ બોલશો તો નાતનું અપમાન કરવા માટે નાત તમને પુછશે માટે મુંગા રહો.

સુધારકચંદ—એટલે શું તમે અમારે મોઢે તાળું મારવા માંગો છો.

૩ નાતીલો—જો બોલવું હોય તો જરા બોલતા શીખીને આવો.

સુધારકચંદ—તમે અમારૂં બોલવું સાંભળવાજ ન માંગતા હોય તો અમે અહી બેસવા પણ માગતા નથી અમે તમારા ઇન્સાફને મળતા પણ થતા નથી.

૩ નાતીલો—ન બેસવું હોય તો રસ્તો ખુલ્લો છે અને નાતનો ઇન્સાફ નહીં માનો તો પુછવા માટે નાતના હાથ મોટા છે.

સુધારકચંદ—એમ ઠીક છે ઠીક છે ચાલો ચાલો છોકરાઓ. (સુધારકચંદ અને કેટલાક છોકરાઓ ઉઠો ચાલવા માંડે છે. ખુશાલ રોકે છે જુના જમાનાવાળાજ વાંધો છે વાંધો કરી બુમ મારે છે. સુધારકચંદ અને છોકરાઓ બુમ મારે છે અને ગડબડ મચી રહે છે. અંતે સુધારકચંદ અને છોકરાઓ ચાલી જાય છે.)

૩ નાતીલો—ગયો તો ભલે ગયો એક પીડા પતી અને પાંચમાં મોહન ભાઇ, કબુલ છે કબુલ છે અમને એ પંચ કબુલ છે (પંચ ઉઠી એક કોરે વીચાર કરવા બેસે છે).

૧ નાતીલો—કાં છગનભાઇ ત્યારે શું કર્યો વીચાર.

૨ નાતીલો—મારો દીકરો સુધારકચંદ કહેતો હતો તો સાચું કે બધા જંગલી દેશ જવાની છુટ અને જયાં જવાથી ફાયદો તે દેશમાં જવા નીજ બંધી.

૩ નાતીલો—પેટમાં તો બધુંએ જાણીએ છીએ પણ જો આ કૃષ્ણલાલ આખરીઆ શેઠની વચમાં આવ્યો હતો એટલે આખરીઆ શેઠને ખુશી કરવાને પણ એ છોકરાને નાતબાર તો મુકવો જોઇએ.

૪ નાતીલો—એમાં શું નહીંતો પછે આપણે આખરીઆ શેઠના સબંધી શાના.

૫ નાતીલો—હવે સંબંધ બબંધ તો બધું ઠીક પણ જોને પોતાની મીલમાં તારા ભત્રીજાને નોકરી રખાવી આપ્યો એ કેમ ભુલી જાય છે

૪ નાતીલો—હા અને નહીં તો તું તો કોરોજ રહી ગયો હોઇશ. એટલા માટે તો તેણે તને પાંચ હજાર ધીરી તારી જતી આબરૂ બચાવી છે.

૩ નાતીલો—અને મોટા સાહેબને ભલામણ કરી છગનભાઇને એજન્સી બંધાવી આપી છે તે.

૨ નાતીલો—અને જાણે તું તો સતી સાવળંગા પડયો પાથર્યો રહી જેમ વેતરાય તેમ તો વેતરે છે.

૧ નાતીલો—હશે હવે આપશ આપશની ભાંજગડ કરી ઢાંક મારા ને ઉઘાડ તારા શું કામ કરો છો. થોડામાં એટલું કે ખાવું એનું ગાવું. આ કૃષ્ણલાલ અને તેની જોડે જે સંબંધ રાખે તે બધા આજથી નાતબાર.

૫ નાતીલો—તો પછી છે શું ઉઠો અને સંભળાવી દયો નાતનો ઇન્સાફ (પંચ ઉઠી નાતીલાઓમાં જાય છે ગડબડ અને સાંભળો સાંભળોના પોકારો.)

૩ નાતીલો—સાંભળો ભાઇઓ સાંભળો આપણી નાતના પરા પુરવના રીવાજથી વીલાયત જવાની ચાલ નથી કારણ કે ત્યાં જવાથી વટલી જવાય છે બીજા બધા દેશમાં ધર્મ સંચવાય છે. પણ વીલાતમાં ધર્મ સચવાતો નથી અને તેથીજ આપણા ઘરડાઓ

ત્યાં જવાની બંધી કરી ગયા છે એટલે પંચ એ ઠરાવપર આવ્યુ છે કે કૃષ્ણલાલ નાતનો રીવાજ તોડી વીલાયત ગયો છે, તેથી વટલી ગએલ છે અને તેથી નાત તેની જોડેનો પોતાનો વેહવાર બંધ કરે છે, અને જે કોઇ તેના જોડે સબંધ રાખશે તેની જોડે પણ નાત વહેવાર બધ કરશે અને ગોરને નાત તરફથી કહેવામાં આવે છે કે નાતનો આ ઇન્સાફ તેણે દરેક નાતીલાને ઘેર જઇ કહી આવવો અને હવેથી કૃષ્ણાનું નાતનું લહાણું બંધ કરવુ બોલો શ્રી ગોરધનનાથકી જે.

(કોઇ તરફેણમાં અને કોઇ વીરૂધમાં બોલે છે તથા ધકકા મારી કરતા કરતા જાય છે.)

---

## અંક ત્રીજો—પ્રવેશ ત્રીજો.



લાલાં—વ્હાલા કૃષ્ણ હું એક પાપીણીને લીધે પણ તમારે ઘણું દુઃખ ભોગવવું પડયું છે. અરે નાત બહાર સુધાં રહેવું પડયું છે.

કૃષ્ણલાલ—ઘેલી લાલાં એ શું બોલે છે? ખરૂં દુઃખ તો તેં વેઠયું છે ખરો આત્મભોગ તો તેં આપ્યો છે. મારે લીધે તું બાપનું ઘર સુધાં ગુમાવી બેઠી છો પણ હવે એ ગઇ ગુજરી યાદ કરવાથી શું ફળ. મેં વીલાયતનો મારો અભ્યાસ પુર્ણ કર્યો તેટલામાં તે પણ વનીતા વીશ્રામમાં રહી જે સેવા વૃતનુ શીક્ષણ મેળવ્યું છે તે શીક્ષણનો ઉપયોગ કરી દેશની સેવામાં તારા હૃદયને જોડી દે. અને જગતને બતાવી આપ કે નારીનો દેહ કંઇ તદન નીરૂપયોગી નથી.

દેવી—(પ્રવેશ કરીને) બહાર આખરીઆ શેઠ આવ્યા છે અને આપને મળવા માંગે છે.

કૃષ્ણલાલ—આખરીઆ શેઠ અને મ્હારે ઘેર ?—મને મલવા ?

લાલાં—અજાયબી.

દેવી—દુનીયામાં નવ અજાયબી ગણાએ છે તેમાં દશમી અજાયબી.

કૃષ્ણલાલ—જા, દેવી તેને માન સાથે અંદર લઇ આવ.

દેવી—માન સાથે?! કેવા છાણીઆના માન સાથે કે ?

લાલાં—કેમ દેવી મારી સાથે આટલું રહી તોપણ એવું શીખી કેકેમ ભુલે છે કે દુશ્મન હોય છતાં ઘેર આવે તો તેને માન આપવું.

દેવી—એ તો સ્હેજ હસતી હતી. બા, બાકી તો મેં પણ તમારૂંજ અન્ન ખાધું છે. (જાય છે.)

કૃષ્ણલાલ—આજે આખરીઆ શેઠને મ્હારૂં શું કામ પડયું હશે.

લાલાં—જે હશે તે હમણાંજ જણાઇ રહેશે ?

આખરીઓ—(પ્રવેશ કરીને) ભાઇ કૃષ્ણલાલ અને બીજું કોણ ઉભું છે દીકરી લાલાં કે?

દેવી—હું ! ! દીકરી લાલાં !!! આખરીઆ શેઠ સુધરી ગયાં કે શું ?

કૃષ્ણલાલ—ફરમાવો વડીલ કંઇ આજે આપને અહીં તસ્દી લેવી પડી એના કરતાં મને કહેવરાવી મોકલ્યું હોત તો હુંજ આપની સેવામાં હાજર થાત.

આખરીયો—હું આવ્યો એ જોઇને તમને બન્નેને ખરેખર બહુજ અજાયબી થતી હશે.

લાલાં—એમાં અજાયબી જેવું શું છે.

આખરીઓ—નહિ તમારા રસ્તામાં કાંટા બીછાવનારો તમને હેરાન કરનારો હું તમારે ત્યાં આવવાથી તમને અજાયબી થાય તો તેમાં નવાઇ કંઈ નથી એ હું સારી રીતે જાણું છું.

લાલાં—દેવી, જાનો શેઠને માટે ચાહ લઇ આવતો. (દેવી જાય છે.)

આખરીઓ—નહિ નહિ ચાહની કંઇ જરૂર નથી. હું તો માત્ર એક કામને માટેજ તમારી પાસે આવ્યો છું.

કૃષ્ણલાલ—ફરમાવો અને જો હું તે મારા પ્રાણને ભોગે પણ કરી શકતો હોઇશ તોપણ કરીશ.

આખરીઓ—કૃષ્ણલાલ, કૃષ્ણલાલ હવે હું સમજવા પામ્યો છું, કે હું મારા ધોળામાં ધુળ નાખવા તૈયાર થયો હતો પણ તેમાંથી તમે મને બચાવી લીધો છે. અરે જેણે અકસ્માત વખતે એક મા પોતાનાં બચ્ચાની સારવાર કરે તેમ મારી સારવાર કરી હતી, તેવી માતૃ સ્નેહ વરશાવતી આ લાલાંને તેનાં ઉપકારનો બદલો વાળવોનો કોરે રહયો પણ હું તેના અવતારની ધુળધાણી કરવા તૈયાર થયો હતો તો પણ હવે તે વાત યાદ આવતાં પણ હું પસ્તાઉં છું. અરે તે સમયનું સ્મરણ થતાંજ મારા હૃદયમાં કંપારી ઉઠે છે.

કૃષ્ણલાલ—બનવા કાળ બની ગયું છે. ભૂલ્યાં ત્યાંથી ફરીથી ગણો.

આખરીઓ—હા, ભુલ્યો ત્યાંથી ફરીથી ગણવાનોજ હવે મેં વીચાર કર્યો છે. તે કદી દુર થાવાનો નથી પરંતુ જેટલું ન્હાયા તેટલું પુન્ય. એ કહેવતને યાદ રાખી આ જીંદગીના છેલ્લાં દીવસોમાં જો તમે કાંઇ મદદ કરો તો ફૂલ નહિ ને ફૂલની પાંખડી પ્રમાણે કંઇક સ્વદેશ સેવા કરવાનો વીચાર કર્યો છે.

લાંલાં—વડીલની આજ્ઞા હશે તો વડીલના કાર્યોમાં હમે હમારા પ્રાણ પાથરીશું.

આખરીઓ—દીકરી લાલાં મેં હવે એવો નીશ્ચય કર્યો છે કે આ કાયાંનો ભરોસો નથી અને પાછળ કોઇ ખાનાર પણ નથી, છે પણ

તે તો "કાકા મામા કહેવાના અને ગાંઠે હોય તો ખાવાના" તેથી આ બાકી રહેલા થોડાક દીવસ, જો કૃષ્ણલાલ આનંદમા ગાળવા દેય તો વાન પ્રસ્થ કરી ગોકુળ વાસ કરી ત્યાં ગાળવાં—

કૃષ્ણલાલ—પણ આવ—

આખરીઆ—સાંભળો હું તેજ કહું છું. મારી જે કંઇ દોલત છે તે હું તમારા ત્રસ્ટમાં સોપવા માંગું છું. જેમાંથી માત્ર એક નામની રકમ જુદી રાખી કે જેના વ્યાજમાંથી હું જીવું ત્યાં સુધી મારૂં ગુજરાન ચાલે અને મ્હારાં મરણ પછી મ્હારાં ઉત્તર ક્રિયામાં ખરચાય તે શીવાય બીજી મ્હારી આખી બાદશાહી દોલત એક હુન્નર ઉદયોગનું શીક્ષણ આપ ારૂં મહાન ખાતું ખોલવું કે જેમાં દરેક વીદયાર્થીઓ ત્યાંજ રહી હુન્નર ઉદયોગ અને શોધખોળનું શીક્ષણ મેળવે અને મ્હારાં આ ગરીબ હિંદની ઉન્નતી થાય. ખરી ઉન્નતીનો પાયો રોપાય.

કૃષ્ણલાલ—આણુંદજી શેઠ, આણુંદજી શેઠ.

આખરીઆ—સબુર કરો સાંભળી લ્યો એ ઉપકાર બુપકાર માનવાની કાંઇજ જરૂર નથી. હું કાંઇપણ ઉપકાર કરતો નથી. હું તો તેમ કરી માત્ર મારા ભુત જીવનના કર્તવ્યોનું પ્રાયશ્ચીત કરૂં છું. એ જે દેશની મુડી છે તેજ દેશને અર્પણ કરી માત્ર હું મ્હારી ફરજ બજાવું છું.

લાલાં—પણ તેવી ફરજ સમજનારાંઓ પણ આજે કયાં છે?

આખરીઆ—આપણે બીજા તરફ શા સારૂં જેવું જોઇએ. લાલાં જો કૃષ્ણલાલ જેવા આત્મભોગી પુત્રો ઉત્પન્ન થવા માંડયાં છે તો જરૂર જાણજે કે હવે તેવાઓ પણ થશે. મારા જેવા જુના જમાનાના ઘરડાના અંઃતકરણમાં પણ ભડકાં ઉઠાવનારો પણ નવયુગ જેવા દાતાઓને પણ ઉત્પન્ન કરશે. કાળ કાળનું કામ કરે જાય છે. લાલાં અને કૃષ્ણલાલ જેવાએ પણ તો હવે તે કર્તવ્ય યજ્ઞનો અગ્નિ બુજાય નહી એટલુંજ ધ્યાન રાખવાનું છે. ભાઇ કૃષ્ણલાલ હજુ મ્હારે આ પ્રસંગ બીજું કાંઇ કામ કરવાનું છે. વળી તમને પ્રાયશ્ચીત કરાવી પાવન કરાવવા માટે શ્રીમદ શંકરાચાર્યની આજ્ઞા મંગાવી છે. તે પણ નાતીલાને પુગાડવી છે માટે હવે હું જઇશ પણ આપ મારાં સોલીસીટરને ત્યાં 'કયારે મલશો.

લાલાં અને કૃષ્ણલાલ—વડીલ વડીલ આપતો હમને ઉપકારના બોજા તળે દબાવતાં જાઓ છો.

આખરીઓ—નહિ તેમાં ઉપકાર જેવું કાંઇ નથી. તમારાં નાત બ્હારનું કારણુ તો હુંજ હતો, પક્ષપાતી પંચે મ્હારા પૈસામાં અંજાઇનેજ તમને ગેરઇનસાફ આપ્યો હતો, અને ન્યાયના નામને કંલકીત કરી નાતમાં તડા પડાવનાર પણ તેજ મ્હારો પૈસો હતો તો હવે તે પૈસાનો ત્યાગ કરવા પુર્વેજ તે પૈસાએ મચાવેલાં અધર્મનો પણુ નાશ થવો જોઇએ હવે હું જઇશ.

લાલાં, કૃષ્ણુલાલ—પગે લાગીએ છીએ વડીલ.

આખરીઓ—ચીરંજીવી રહો—સુખી રહો સ્વદેશની સેવા કરતાં રહો.

(આખરીઓ જાય છે.)

પુંજો—ધાડ, ધાડ, લુટ, લુટ, ચોરી, ચોરી.

લાલાં—કોણુ પુંજો ? છે શું.

પુંજો—ગુમ ગુમ.

લાલાં—અરે પણુ શું ગુમ કંઇ ભશી મરને ?

પુંજો—પેટી જોઇ પટારા જોયાં કબાટ જોયો પણુ કયાંય ન મળે ગુમ.

લાલાં—શું તારૂં કાત્યું ગુમ ? હવે મને વધારે ગભરાવ ના જે કહેતો હોય તે જલદી કહી દે.

પુંજો—લાલાં બ્હેન તમારે ગભરાવાની જરૂર નથી. હાય હાય હું લુટાઇ ગયો રખડી ગયો, રઝળી ગયો, કોઇ બદમાશે મને પાયમાલ કરી નાંખ્યો. મારા લગ્ન માટે પહેરવાં મેં બનાવેલો પેલા બઝાર ગેટવાલા પી૦ તુલશીદાસનો આખો શુટ ને શુટ ઉપડી ગયો.

લાલાં—સ્યો ખોદયો ડુંગર તો કાઢયો ઉંદર એમાં શું થયું.

પુંજો—શું થયું અરે તે અપ ટુ ડેટ સ્ટાઇલનો કટ મ્હારી દેવીને બહુજ ગમે છે. બીજી બધી દુકાનો કરતાં તો તેનું મન તો પી૦ તુલશીદાસના કાપડ અને કટમાંજ રમે છે. જો લગ્નમાં તે કપડાં ન મલ્યાં તો કયાંક છેડા છેડી બાંધ્યાં પહેલાંજ છુટા છેડાનો તાલ મચાવશે, અને તમારી મહેરબાનીથી માણુ ઠેકાણે આવેલી વાત વા ખાતે ઉડી જશે મારો તરાપો અધવચ ડુબાવશે.

લાલાં—તે શું બીજા શુટ નથી.

પુંજો—અરે શુટતો ઘણાં એ છે પણુ કોઇના કપડાની જોકે પેટર્ન ખરાબ કોઇનો તોકે કટજ લજવાય કોઇ પી૦ તુલશીદાસની બરાબરી થઇ શકે છે બાઇશાબ.

લાલાં—તો હજું તારા લગ્ન તો સાંજના છે ને એ તો ચાર કલાકમાં બહુ જલદીનો ઓરડર હોય તો બનાવી આપે છે. એમાં આટલો

બધા શાનો કાંપે છે. લે જોઇએ તો ગાડી ભાડાના પૈસા હું આપું. જલદી બજાર ગેટમાં દોડયો જા અને નવો શુટ બનાવ અને તે પહેરી દેવી સાથે હાથ મીલાવ.

પુંજો—હાશ હવે જીવ હેઠે બેઠો. તમારી આ યુકિત મને પસંદ આવી પણ જુઓ સામેથી દેવી આવે છે, એને આ શુટ ચોરાયાની વાત ન કરતાં, નહી તો કયાંક હમણાંથીજ ધાંધલ મચાવશે અને મને રખડાવશે.

લાલાં—તેની તું ચીંતા ન કર, દેવી.

દેવી—બાઇ શાહેબ.

લાલાં – જો તેં મ્હારા લગ્ન વખતે પુંજાને વચન આપ્યુ હતુ તે પ્રમાણે તારે તેને પરણવું જોઇએ. આવ હું તમારા બન્નેના હાથ મેલવી આપું.

દેવી—લગ્ન તો સાંજના છે અને હમણાથીજ હાથમાં હાથ.

પુંજો – હમણાં અરધાં લગ્ન થઇ જવા દે પછી સાંજના અરધાંનીજ વાત-(લાલાં બન્નેના હાથ મેલવી આપે છે.)

**ગાયન.**

પુંજો —વાહ મલ્યાં અરધાં લગ્નથી જોડાં મલ્યાં.
આંખે ન દીઠાં કે કાને ન સાંભળ્યા—વાહા મલ્યા.

દેવી—બઝાર ગેટમાં જલદી દોડો નહિ તો રહેશો વા ખાતા
પી૦ તુલશીદાસનો શુટ આવે તો વાર નથી પુરા થતાં.

લાલાં—નારી થઇ નરને પરણાવ્યો શેઠ સાથ તેં
એ છેતર પીંડીના આ ફળ ફળ્યાં—વ્હા મલ્યાં.

---

## અંક ત્રીજો—પ્રવેશ ચોથો.



### અખિલ ભારતિય વણિક પરિષદ.

(માણસો બધા જમા થયા છે વોલેનટીયર ટોલીની વચમાં ચાલતા પરિષદના પ્રમુખ આણંદજી શેઠ તથા રીસેપશન કમીટીના પ્રમુખ કૃષ્ણલાલ બરાબર વખતસર દાખલ થાય છે. ઘંટ વાગે છે, અને કામની શરૂઆત થાય છે).

રીસેપશન કમીટીના પ્રમુખ કૃષ્ણલાલ } અખિલ ભારતવાસી વણીક બંધુઓ—આજે આ સમસ્ત ભારત વર્ષના વણીક-એકજ લોહીના વીખરાયેલા કણોને એકજ સ્થાને મળેલા જોઇ મારાં હૃદયનો આનંદ ઉછાળા મારે છે. વળી તેઓનો સત્તકાર કરવાનું કામ મને મળ્યું છે તે માટે હું મને કૃતાર્થ થયેલો માનું છું. એક દીવસ હાઇ કોર્ટની ખુરસી ઉપરથી મહુંમ ન્યાયમુર્તિ સ્વદેશ ભક્ત બદરૂદીન તૈયબજીએ પોતાને મળેલા કોન્ગ્રેસના

પ્રમુખપદ માટે કહ્યું હતું કે "મને મારી જીંદગીમાં મળેલા દરેક માન કરતાં તે માનને હું શ્રેષ્ઠ ગણું છું" તેમજ મને કહેવા દો કે આજ દીવસ સુધી મને મળેલા દરેક માનો કરતાં મારી સમસ્ત હિન્દના વણીક બંધુઓને સત્તકાર આપવાનું આ પહેલુંજ માન મને જે મળ્યું છે તે માટે હું અભિમાન ધરાવું છું. ભાઇઓ હિંદની સુવર્ણભુમી—વેપારીઓની લીલાભુમી—ખેતીવાડીની માત્રુભુમી આ ગુજરાત ઉપર આપને આવકાર આપતા રીસેપશન કમીટી તરફથી આપે પધારી જે માન આપ્યું છે તે માટે આપ સાહેબોનો ઉપકાર માનું છું અને જો આપણે અહીં જે મળ્યા છે. તેનું ઐકયતાની ગાંઠ મજબુત કરવામાં કંઇપણ કારણ ઉભું કરી શકાયે તો આપણે ઘણું કાર્ય કર્યું છે એમ હું માનીશ સાહેબો અમે તમારી ગાંડી ગુજરાતના ગાંડા ભાઇઓ કદાચ તમારી જોઇએ તેટલી સગવડો નહીં સાચવી શકયા હોય પરંતુ ખરા હૃદયના ભાવ સાથની—ગરીબના ઘરની મીઠું રોટલી--આપ ઉદાર દયાથી કૃષ્ણે સ્વીકારેલી સુદામાજીની ભાજી તરીકે સ્વીકાર કરશો એવી આશા છે. આપણે આજે આંહી જે મળ્યા છે તેનું પરીણામ વણીક વર્ણની ઉન્નતીમાંજ આવશે એવી મને શ્રધા છે. પ્રભુ તમારી આશા સ્રુફળ કરો એવી તે જગન્નિયતાના ચરણમાં વિનંતી કરી હવે હું જણાવવાની રજા લઉં છું કે—"આપણા વણીક વોલન્ટીયર ટીમના કેપટન ખુશાલભાઇ તથા બીજા વોલન્ટીયરો આ પરીષદ પ્રસંગે બનાવામાં આવેલું આપણું "મુદ્રા લેખ" બતાવતું સંગીત ગાઇ સંભળાવશે અને ત્યાર પછી કાયદાપૂર્વક પ્રમુખની નીમણુક થઇ પરીષદનું કાર્ય શરૂ થશે."

(તાળીઓના ગગડાત વચ્ચે કૃષ્ણલાલ બેસે છે. એક વોલન્ટીયર વાજાં ઉપર બેસે છે અને બીજો વોલન્ટીયર ટબલા લેય છે અને કેટલાક વોલન્ટીયર સંગીત શરૂ કરે છે.)

## સંગીત.

વોલન્ટીયર ટીમ—ચાર વર્ણ જ્યાં હતા પ્રથમ ત્યાં આજ વર્ણ ગણાતા ન ગણાય,

ધર્મ ધર્મના નામ થકી સૌ હીન્દ અધોગતીમાં અથડાય.

જ્યાં વીપ્ર, ક્ષત્રી, વૈષ્ય, સુદ્રા, વર્ણ એ ચારજ હતા

સૌ ઐક્યથીનીજ કામ કરતા હિંદને શોભાવતા,

ત્યાં આજ જાત અસંખ્ય ને વળી જાતથી રહે જુદા
હોવે પુરબીયા બાર તો ચોકાજ થાય તેર ત્યાં
ઐક્ય સંખલા તુટી હીંન્દની કહો ઉંનતી કેમ થાય
સાંધે એક ત્યાં તોડે બીજો તો સુખની આશા કેમ રખાય
સૌ વેદ પુકારી કહે નહિ અન્ય જયારે વર્ણુંથી,
ગીતામાંહી શ્રી કૃષ્ણુ પણુ થાકયા અરે તે તો કથી
જ્યોને ભલે શ્રુતિ શ્રૃમતી ખોળી જુઓને ખંતથી
ચાર વર્ણોના વિના કોઇ પાંચમો વર્ણું નથી
જયારે આજ આ વર્ણું આટલી કયાંથી થઇ તે કંઇ ન જણુાય
દુરાગૃહીના દુરાગૃહનો ફેલ હરીહર તે સમજાય.

(સંગીત પુરૂં થતા વાજું બંધ કરી તબલા ઉપાડી વોલંન્ટીયર ચાલતા થાય છે અને પોતપોતાની ડયુટીએ ઉભા રહી જાય છે. ઘંટી વાગતા એક મરાઠી ડેલીગેટ પ્રમુખની દરખાસ્ત મુકવા ઉભો થાય છે.)

ભાસકરરાવ મરાઠી ડેલીગેટ } અખિલ ભારત વર્ષીય વણીક બંધુ જનહો મીં આપલ્યા સમોર પ્રમુખ નિમાણયાચી દરખારત ઠેવાયલા ઉભા ઝાલા આહેત ત્યાં મધી માજી પહેલી ફરજ હી દરખારત મુકનારાચી પહીલી ડયુટી પ્રમુખાચી ઓળખ કરૂંન ધાયચીચ અસ્તે પરંતુ મીં આજ જો મહાનુ ભાવાચા પવીત્ર નામ આપ-લ્યા સમોર ઠેવનાર આહેત ત્યાચી ઓળખ કરૂન ધાઇચી મહણુ જે સુર્યાચી ઓળખ કરૂંન દયાયચી અસાચ આહે બંધુ ગણુહો જ્યાં મહા પુરૂષા ની આપલી એંયસી લાખ રૂપીયાચી બાદશાહી દોલત હુન્નર કળા કેલવણીચે સાટી દીલી આહેત જ્યાં મહાત્માની સ્વદેશ સેવા સાધુન સકલ ભારત વષંત આપલા નાવાચા જય જયકાર કરૂન દીલા આહે તો આણુંદજી શેઠ (તાલીઓ) ચા નાંવ કોણુાલા માહીત નાહી? જ્યાની લક્ષ્મીલા ઠોકર મારૂન પર્ણું કુટીવાસ સ્વીકારૂન આપલા જીવીતાચી સર્વ કમાઇ સ્વદેશ સેવે સાઠી અરપણુ કેલી યાહે તો મહાત્માની આજચ્યા હા મંગલ પ્રસંગી પ્રમુખસ્થાન દયાવા અસી મીં દર-ખાસ્ત કરતો (તાલીયોનો ગડગડાત.)

લાલાં મોહનલાલ પંજાબી ડેલીગેટ } મેરે પ્યારે ભાઇઓ આપ કે સમક્ષ અપને ભાઇ ભાપકરરાવજીને જો દરખારત રખી હે ઉનકુ અનુમોદન દેતે વખ્ત મેરે। કુ બ્હોત આનંદ હોતા હે આજકી એ ભવ્ય

સભા દેખકે મેરે હૃદયમેં જો આનંદ ઉત્પન હોતા હે વ્હો દેખાને લાયક શબ્દ મેરે પાસ નહી હે

ભાઇઓ હીન્દકી અવનતી કે જો જો કારણ ગીને જાતે હય ઉસ્મે બારાપુરબીયે તેરે ચોકકી કહેની બોલી જાતિ હે.

હીન્દુસ્તાનકો યુરોપ બના દેનેકી સ્વપ્ન વસત આશા રખનેવાલે ઉનકે ઉપાય બ્ધરહુડકા બોધર બડહાકે કરના ચાતે હે પરંતુ મેરા મત યહી હે કે હિંદકી ઉનંતી હિંદહીકી આબો હવાકે અનુકુલ હો શકતી હે પશ્ચીમકા ચથ્ય પૂર્વકો અનુકુળ નહિ હો શકતા. વ્હાંકી હવા ઔર યહીંકી હવામે જીતના ફરક હય ઉતનાહી ઉનંતીકે લીયે હુ દોનુકે રસ્તે મેબી ઉતના હી ફરક હે વો વીલાયતી બંનનેવાલા સાહેબોકો યાદ રખના ચાહીયે કે,

ધોનેકી હય અય રીશેરમર જા બાકી
કપડેપે હય જબન લકડે ધબ્બા બાકી
ધો શૌકશે કપડે કા પઇત્નાન રગડ
ધબ્બા રહે કપડેપે ન કપડા બાકી.

સાહેબ મેરે યેહ કહેનેસે આપ સમજ ગયે હોંગે કે બોધરહુડકે બોધર બડવાનેકે યવજ નિન્દકો ઉનકી પ્રાચીન જાહોજલાલીકે વકત-કી પ્રથા જયાદા અનુકુળ હે ઔર અસલ મેં માની હુઇ ચાર વર્ણોમેં પ્રાંતભેદ, ધર્મ ભેદ, ભાષા ભેદ, કલેસ. ઇતીયાદી એ જો ભેદ પકડર એક વર્ણસે આજ સેંકડો નાતી હુઇ હેય ઉનકા ભેદકો ટાલનેસે હમ બોહોત કામ કર સકતે હય ઓર આજકી પરીષદકે જો હમ સકલ ભારત વર્ષિય વણિક મીલે હય વો મીલાપસે હમ એક દુસરેકે પાસ પાસ હોકર એક દિન હમ સબ વૈશ્ય એક અંગ બન જાય ઔર ભારતકી સેવામેં કામ સાથ યે આશા રખકે મી૦ ભાસ્કરરાવકી દરખાસ્તકો અનુમોદન દેકે બેઠનેકી રજા ચાહતા હું (તાળીયો).

જેહુભા કચ્છી — ભાસ્કરરાવ અને લાલા મોહનલાલે જે દરખાસ્ત મુકી અને અનુમોદન આપી આપ સ્હામે પ્રમૂખ માટે સૂચના કરી છે તેને હું મારા તરફથી વધુ ટેકો આપું છું અને જેમ લાલજીએ કહ્યું તેમ આ મેલાવડાથી જે આપણામાનો ભેદભાવ ટળી જાય તોપણ આપણે ઘણું મેળવ્યું એમ હું ગણું છું (તાળીયોના અવાજ સાથે આણંદજી શેઠ ખુરસી ઉપર બેસે છે.)

આણંદજી—ભાઇઓ આપે મને પ્રમુખ તરીકેનું માન આપ્યું છે તે માટે આપ સાહેબોનો ઉપકાર માનું છું. મારે માટે દરખાસ્ત

મુકનારાઓએ મારે માટેજ જે આ શબ્દો ઉચ્ચારયા છે તે તેઓ-નુંજ સારાપણુંજ છે અને હું જાણી શકુ છું કે આપ મારા કરતાં પણ વધારે વિદ્વાન અને લાયક પ્રમુખ મેળવી શકયા હોત પરંતુ જે મારા ઉપરજ તે ફરજ નાખવામાં આવી છે તો હું ઇશ્વર પાસે માગું છું કે પ્રભુ મને તે ફરજ ઉઠાવવાની શકિત આપે ભાઇઓ હું વીચાર કેમ ગોઠવવા તે જાણુતો નથી કારણ કે મેં મારી આખી જીંદગી વેપારમાંજ ગુજારી છે. ભાષણ કરવાનો હમારા જમાનામાં રીવાજ નહોતો એટલે ભાષણ કેમ કરવું એ હું જાણુતો નથી પણ મારા વીચારો જેમ વાત કરતો હોય તેમ છુટા છવાયાજ બોલે જાઉં છું અને તેને આપ ગોઠવી લેશો. વૃદ્ધપણા સુધી વેપારમાં જીંદગી ગાળી ધર્મ ધ્યાનમાં છેલાં દીવસ પસાર કરવા હું ધર્મભોળો મારા ગોકુળવાસમાંજ રહી ત્યાં મારા દેશનું કલ્યાણ ઇચ્છું છું. એટલુંજ જાણવું મેં જે કંઇ આપ્યું છે તેમ કહેવામાં આવે છે તે જેનું હતુ તેનું પાછું આપ્યું છે એમ હું માનું છું કારણ કે તેના મેં ઝાડ પણ વાવ્યાં નહોતા અને તે મારા ઘરમાં પાકયા પણ નહોતા પણ જે રીતે મને તે પૈસા આપ્યા હતા તેનેજ પાછા આપવા એ તો માત્ર જેની થાપણ હોય તેની થાપણ તેનેજ પાછી આપવા જેવુજ છે. ભાઈઓ આપણે વાણીયા શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે બ્રાહ્મણો નારાયણના મોઢાથી ઉત્પન થયા, ક્ષત્રીઓ નારાયણના હાથથી, વૈષ્યો તેના ઉદરથી અને શુદ્રો પગથી યર્થાત આપણે આદી નારાયણનું ઉદર છીયે યર્થાત શરીરમાંનો સર્વ તો અગત્યનો ભાગ તે આપણે છઇએ-શરીરની જીવન શકિત તે આપણે છઈએ. જો પેટ અન્ન ન પચાવે તો મોઢું બેદ થઈ જાય છે પગ થાકી જાય છે હાથ નબળા પડી જાય છે એટલે કે જો આપણેજ આપણાપણામાં ન આવીએ તો સર્વ જગત તેનું ભોગ થઇ પડશે અને તેનાજ ગુન્હેગાર ખરેખર આપણેજ છઇએ. ભારતના ધર્મોએ બધા વર્ણ કરતાં આપણને વધારે જવાબદાર બનાવ્યા છે તો ભાઇઓ આપણે તે જવાબદારી બરાબર ઉઠાવી આપણે અંગ્રેજ પાછા પડો છોએ કલંક દુર કરવું જોઈએ. એતો દરેક કહે છે કે જે દેશ હુન્નરવાળો તેજ દેશ સુખી. હવે કહો કે આપણે ત્યાં પડેલા ચાર વર્ણોમાં હુન્નરનું રક્ષણ અને હુન્નર વધારવાની ફરજ કોના ઉપર છે? હું ધારૂં

છું કે દરેક એકજ અવાજે બોલી શકશે કે વૈશ્ય ઉપર ઉપાર કોના ઉપર ? હુન્નર ઉપર અને એ હુન્નરનો નાશ તેજ વેપારનોજ નાસ, વેપારનો નાસ તેજ વેપારીનો એટલે કે વૈશ્યોનો નાસ તો વૈશ્યે વૈશ્યત્વ જાળવવા માટે પણ તે હુન્નરકળાને ફરી ઉનંતીમાં લાવવા જોઇએ અને સાહેબો હવે બીજી દરખાસ્તો પણ તેવીજ આપ સામે ધરવામાં આવશે કે જે આપણને ઉન્ના કરનારીજ નીવડે આટલું બોલી મારી જ્ઞાતીની મારા વર્ણની મારા દેશની પ્રભુ ઉન્નતી કરો એમ તેના પાસે વિનંતી કરી મારૂં બોલવું આટલેથીજ પુર્ણ કરૂં છું. (તાળીઓપર તાળીયો.)

કૃષ્ણલાલ—સાહેબો આજે રાત્રે ભોજન પછી પ્રમુખ સાહેબના પેવીલીયનમાં સબજેક્ટ કમીટી ભેગી થઇ દરખાસ્તો નકી કરશે માટે સબજેક્ટ કમીટીના મેમ્બરોએ ત્યાં પધારવું અને આજે પરીષદનો ટાઇમ પુરો થવાથી માત્ર આ વોલન્ટીયરોના અવાજ સાથે આપણો અવાજ મેળવી સંગીત પુર્ણ થતા આજનું કામ પૃર્ણ થયેલું જાણુશો.

### ગાયન.

જગતગુરુ કહેવાતો ભારત ફરી જગતગુરુ થાજો.
જાજો સઉ અંધેર, પ્રભા હિંદની દશ દીશ પ્રગટાજો.
શાહ જ્યોર્જ તણા દુશ્મન ટળજો
તેને વિજય, રણમાં મળજો
પામી રણાંગણે, વિજય શાહ તે અમ દુઃખ ટળવા ધાજોઃ--જાજો.
ભારત વધતો રહે હુન્નરમાં
મંગળવર્તા રહો ઘર ઘરમાં
ન્યાયી બ્રીટિશના તાજ નીચે પામી સ્વરાજ, ફરી ગાજોઃ --જાજો.

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

